# સૌભાગ્ય સુંદરી પ્રેમી જોડું.



ધર્મ વિજય પ્રેસ, અમદાવાદ

શ્રી નવીન

# સૌભાગ્ય-સુંદરી.

યાને

# પ્રેમી-જોડુ.

## અત્યુત્તમ નવલ કથા

લેખક

મુનશી ફતેહખાં અહેમદખાં

મ. રા. જા. ની પરવાનગીથી છપાવી પ્રસિદ્ધ કર્તા
મંગળદાસ જોઇતારામ શાહ બુકસેલર
રીચીરોડ—અમદાવાદ.

અમદાવાદ—પાનકોરના નાકે મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં
મોતીલાલ ગણપતરામે છાપી.

આવૃત્તિ ૩ જી. સને ૧૯૨૭ પ્રત ૪૦૦૦.
મુલ્ય ફક્ત આઠ આના.

શ્રી.

# સૌભાગ્ય સુંદરી.

યાને

# પ્રેમી-જોડુ.

---

## પ્રકરણ ૧ લું.

ઘડીઆળમાં ચાર વાગ્યા તેના રણકાથી અકસ્માત એકદમ સુંદરલાલ જાગી ઉઠયો બારીએ જઇને જુએ છે તો મ્યુનિસીપાલના કોઈ કોઇ દીવા તદ્દન ઝાંખા બળતા નજરે પડેછે. પ્રાતઃકાળ થવાનો વખત આવ્યો જાણી સ્ત્રી પુરૂષો કોમળ સ્વરે પ્રભાતીઆ કે પદ ગાતા સંભળાતા હતા. ત્યારે કેટલીક ગરીબ સ્ત્રીઓ ઘંટીએ બેસી પોતાનું દુઃખ દુર કરવા તીણા સાદે ભેરવી લલકારતી તે અને ઘંટીનો ઘોર મનને આનંદ પમાડતો હતો. કેટલી પતીવ્રતા સ્ત્રીઓ સનાન કરવાનું જળ તયાર કરી પોતાના પ્રીતમને જગાડતી હતી, ત્યારે કેટલીક દુષ્ટ રંડાઓ પોતાના ધણીને પ્રાતઃકાળ નો પ્રસાદ આપતી સંભળાતી હતી, વિદ્યાર્થીઓ પોતાનુ આપેલું લેશન તૈયાર કરતા હતા, કેટલીક માતાઓ પોતાના પુત્રોને [illegible]ભાવથી જગાડતી હતી. ત્યારે કેટલીક કુલટાઓ નઠારી ગાળો દઈ [illegible] બાળકોને રડાવતી હતી. કેટલાક પહેરીગરો [illegible] આપવા [illegible] પાસે [illegible] હતા.

સુંદરલાલ બારીએ ઉભેલો છે તેની ગતી સૃષ્ટીલીલા કે જનતી- ના નીરખવા તરફ નથી. પણ કાંઇ જુદાજ વિચારે ચડેલો જણાય છે. તે ઘડી ઘડી માં. અરે પ્રભુ! અરે પ્રભુ કરીને ઉદાશ થતો જાય છે. તેનું હૃદય શોકાતુર જણાય છે. તેણે ઉચ્ચાર કર્યો અરે પ્રભુ તારી ગહનગતી છે આ તારી અકૃપાનું પહેલું ચીન્હ છે. તે મારા ઉપર આ ટલો દુઃખનો ડુંગર ઢોળી પડતાં વીચ્યાર નહિ કર્યો હોય. તારા કૃપાળુ દરબારમાં મારા શીવાય બીજો કોઇપણ કે જેના ઉપર આ દુઃખ પડે તેવો નહોતો. ખેર જેવી તારી ઇચ્છા તારી મરજીથી તેં આ દુઃખ આપ્યુ તે પણ સહન કરૂં છું.

મારા પ્રીય વાંચકો સુંદરલાલ કોણ છે તથા તે આવો ઉદાશીન કેમ જણાય છે તેની હકીકત હું લખુ છું તે વાંચેથી વાકેફ થશો. રત્નનગર નામના પ્રખ્યાત શહેરની અંદર એક મોતીલાલ ના- મનો શ્રીમાળી જ્ઞાતીનો વાણીઓ રહેતો હતો. તે બહુજ સાદો અને ભલો માણસ હતો પોતાની પાસે કાંઇ પુંજી નહોતી તેથી તે દલાલીનો બંધો કરતો હતો. દલાલીના ધંધામાં તેણે સારી મહેનત કરી પૈસા પ્રાપ્ત કર્યા. જ્યારે ઇશ્વર ઇચ્છા પ્રબલ હોય છે ત્યારે સરવે વાતે સુખી થાય છે તેથી મોતીલાલ બે પૈસાની આબરૂ ધરાવતો થયોકે પરમેશ્વરે તેને એક રત્ન રૂપી પુત્રની ભેટ આપી ને તેણે પોતાના ગજા પ્રમાણે દાન દક્ષણા કરી સ્વીકારી, અને અમો પણ સ્વીકારીએ છીએ.

જોશી મહારાજને બોલાવી તેની જન્મોતરી લખાવી નક્ષેત્ર જોઇ સુંદરલાલ નામ ધરાવ્યું. સુંદરલાલ હવે એક બે ત્રણ કરતાં પાંચ વરસનો થયો ત્યારે તેને તેમની નજીકમાં રહેતા એક બામણી મહેતાજી પાસે બેસાડ્યો. અને હીસાબ વગેરેમાં પ્રવીણ કર્યો. સુંદરલાલ ૧૫ વરસનો થયો કે તેને મોતીલાલે પોતાના દલાલી ધંધા ઉપર ચડાવ્યો,

પણ ચાલે જમાનાના સ્વાર્થીઆ મીત્રોએ તેને સારી પેટે ઘેરી લીધો અને પોતાનાં સ્વાર્થ સાધવા તેને હોટલો, તથા પીઠાનો પૂર્ણ શોખીન બનાવી દીધો.

સુંદરલાલના લગ્ન મોતી લાલે એક પોતાનીજ નાતમાં માણેક-લાલ નામના ગૃહસ્થની છોકરી-કમળા સાથે કરવામાં આવ્યા હતાં.

કમળા બહુ ડાહી અને સલુણી સ્ત્રી હતી તે પોતાના પ્રીતમને સેજ મસેજ સારી બોધ દાયક વાતો તેમ કથાઓ કહી કહી સારા માર્ગે ચડાવતી હતી, પણ સુંદરલાલના કાન ઉપર જુ ચાલે તેવો ઘાટ હતો કહેવત છે કે "શેઠની શીખામણ ઝાપા સુધી" તેથી તેને કોઇ-ની પણ શીખામણ અસર કરતી નહોતી.

એવા અરસામાં પરમેશ્વરની અકૃપાના ચીન્હ જણાવા લાગ્યાં ભોગજોગે મોતીલાલને એકદમ તાવે ઘેર્યો સુંદરલાલે ઘણાક ડાકટર, વૈદ, હકીમો બોલાવી સારવાર કરી પણ કોઇનાથી કાંઇ થયું નહિ-અને અંતે આ ક્ષણભંગુર દેહે દગો દીધો. મોતીલાલનો આત્મા આ ફાની દુનીયાનો ત્યાગ કરી પરમ પાળુ પરમેશ્વરની હજુરમાં પધારી ગયો.

હવે સુંદરલાલને માથે દુઃખનો ડુંગર ઢળી પડયો તેણે વિચાર કર્યો કે હવે છાકટાઇ કરવી આપણને છાજે નહિ. કારણ ઘર ચલાવ-નાર કોઇ મારા સીવાય રહયું નથી માટે હવે તો કાંઇ નોકરી કરવી. એવો વીચાર કરે છે એવામાં તેની સ્ત્રી કમળા આવી.

**કમળા**—મારા વ્હાલા આજે આપ ઉદાસ કેમ જણાવછો.

**સુંદર**—કાંઇ નહિ વ્હાલી આ સંસાર દુઃખીત છે તેથી હરેક માણસ દુઃખી જણાય છેજ.

**કમળા**—હરેક માણસ દુઃખી હોય એમ હું સમજતી નથી.

**સુંદર**—એ તારી બહુજ મોટી ભુલ છે આ સંસારની અંદર બધા

દુઃખીજ હશે કોઇને સ્ત્રીનો કોઇને પૈસાનો કોઇને ફરજંદનો, કોઇને જમીનનો તો કોઇને દુશ્મનનો વીગેરે ઘણા દુઃખો આ ફાંની દુઃનીયામાં છે તે દુખોમાંથી ભાગ્યેજ કોઇ માણસને એકાદ દુઃખ નહીજ હોય.

કમળા—આપનું કહેવું સત્ય છે- પરમેશ્વરે જો કોઇ પણ માણસને એકાદ દુઃખ ન આપ્યું હોત તો આ દુનિયામાં કોઇ કોઇને પુછતું નહી.

સુંદર—જ્યારે તું આ પ્રમાણે જાણે છે ત્યારે મને સ્વાલ કરતાં વિચાર નહી કર્યા હોય,

કમળા—મારી ફરજ મેં અદા કરી છે. સ્ત્રીનો ધર્મ છે કે—પોતાના પ્રીતમને દુઃખીત જોઈ પોતે દુઃખીત થાય.

સુંદર—અહા? મારી પ્રાણ પ્યારી તમારો આવો મત અને સારો વીચાર જોઇ મને બહુજ સંતોષ થાય છે ઇશ્વર તમારા જેવી બુદ્ધી સર્વને આપે એવી મારી આશીષ છે.

કમળા—આપ હવે વિચારમાં શાના પડેલા હતા શું આપને પીતાજીના કાંઇ ધંધા વીગેરેની ચીંતા છે કે કેમ.

સુંદર—પ્રીયા તું જાણે છે કે ઘરનો તમામ કારોબાર. મારા માથે પડેલ છે વાસ્તે તે કેવી રીતે ચલાવવો તેનો વીચાર કરતો હતો કે હવે નોકરી કરવી કે કેમ. એવામાં તું આવી.

કમળા—શું કપાળ તમો નોકરી કરશો જો નોકરી કરી હોત તો બાપાએ તમોને શેઠને ત્યાં દશ રૂપૈઆંના પગારથી નોકર રખાવ્યા હતા તો કેમ રહયા નહિ. તમોને તો હોટલમાં પીઠાઓમાં ભટકવાનું મન તે નોકરી કેમ થાય.

સુંદર—હવે તો મેં સર્વને છોડી દીધા હવે તો કોઈ ઠેકાણે નોકરી

કરવાનોજ વીચાર છે.

**કમળા**—તમને બે વખતે કહ્યું કે તમો નિશાળમાં જઇ માસ્તરને કહો કે આપણી સુંદરી ઉપર દેખરેખ રાખી તેને સારી પેઠે હુંશીયાર કરે.

**સુંદર**—બહુ સારૂ આજે મારે તે તરફ જવા વિચાર છે તો માસ્તર પાસે જરૂર જઇશ.

**કમળા**—તમો તો રોજ કહોછો કે જઇશ પણ એક દિવસ પણ જતા નથી.

**સુંદર**—ના ના આજે તો જરૂર જઇશ,

ઉપર પ્રમાણે બંન્ને જણ વાતો કરે છે એવામાં ટપાલવાળા પોષ્ટમેને આવી બુમ મારી કે મી. સુંદરલાલ સોભીલાલ તમારૂ રજીસ્ટર લ્યો.

**સુંદરલાલ**—ક્યાંનું છે ભાઇ.

**પોષ્ટમેન**—નવીન નગરનું છે.

**સુંદરલાલ**—લાવો

એમ કહી સહી કરી રજીષ્ટર લીધું અને આડીઉં ફાડી વાંચવા લાગ્યો એક, બે ત્રણ વખત વાંચ્યો પણ ધરાયો નહિ તેથી રહી રહીને કાગળ વાંચવા લાગ્યો આ જોઇ કમળા બોલી.

**કમળા**—રજીષ્ટર કોનું છે. અને ક્યાંથી આવ્યું અને તેમાં એવી શી હકીકત છે કે એક બે વખત વાંચવાથી ધરાતાજ નથી.

**સુંદર**—આ રજીષ્ટર મારા એક ખાસ નટવરલાલ નામના મીત્રનું છે. અને તે મને એકદમ નવીનનગર બોલાવે છે.

**કમળા**—જેવા તમો દારૂડીઆ તેવા તમારા મીત્ર પણ દારૂડીઆ.

**સુંદર**—ચાલ ચાલ રાંડ તું સમજે શું બધાએ દારૂડીઆજ છે.

કમળા—હા દારૂડીઆનો દોસ્ત દારૂડીયો, લુચ્ચાનો લુચ્ચો અને સારા-નો સારોજ હોય છે જેમ કહયું છે કે.

પીયેજ સુદ્ધ દુધ જાઇ કલાલની દુકાનમાં,
મનાય વાત છેક ને મનાય મદ્યપાનમાં;
જુગારી પાસ શ્રેષ્ટ નંગ જાય નેષ્ટ નંગમાં;
કુસંગીનો પ્રસંગ તે કુસંગ રંગઅંગમાં

તેજ પ્રમાણે જેવા તમો તેવા તે પણ હશેજ અને તેમાને છા-કટાપણું કરવાજ બોલાવ્યા હશે.

સુંદર—ના, ના, એવું નથી આતો કાંઇ વેપાર સબંધી વાત છે તેમાં બોલાવે છે.

કમળા—મારે તો વેપાર બેપાર નથી કરવો તમે તમારે છાનામાના કોઇ શેઠને ત્યાં નોકર રહો પેરે છોકરી પઢીછે, છોકરો નથી કે આપણને ફિકર ના હોય.

સુંદર—બસ હવે છાની રહે હુ એક વખત નવીનનગર જઇ આવું પછી નોકરીનું નામ લેજે.

કમળા—સારૂ તમો જાણોને તમારૂ કામજાણે જાઓ ફોડો માથું મારૂ શું જવાનું છે. કહેવત છે કે, હાથી મસ્ત થશે તો પોતાની મેળે માથામાં ધુળ નાખશે.

સુંદર—એતો થયું મોટી પંડીતની છોકરી છે તો જોઇ તને.

ઉપર પ્રમાણે વાતચીત કરી સુંદરલાલે નવીનનગર જવાની તૈયા-રીઓ કરી અને રાતના સાડા આઠ વાગ્યાની ટ્રેનમાં પોતે નવીનનગર પધારી ગયા.

---

# પ્રકરણ ૨ જું.

સુંદરલાલ એક વાગે ખુશીની સાથે નવીનનગરના ઇસ્ટેશને ઉતર્યો. અને પોતાના મીત્રે લખેલ ઠેકાણે ગયો ત્યારે મી. નટવરલાલ બહાર ફરવા ગયા છે એવો જવાબ વીશી વાળે આપ્યો, તેથી તે તેમની રાહ જોતો વીશીને ઓટલે થાક ખાતો બેઠો.

સાંજના પાંચ વાગ્યા એટલે મી. નટવરલાલ પોતાના બે મીત્રો સાથે પોતાના મુકામે આવ્યા ત્યારે ઓટલા ઉપર સુંદરલાલને બેઠેલા જોઇ બોલ્યો. ઓહો વ્હાલા સુંદર તું કયારે આવ્યો.

**સુંદરલાલ—** એક વાગ્યાની ગાડીમાં આવ્યો તમારૂ રજીષ્ટર મને મળ્યું કે તરત મેં આવવા વિચાર કર્યો પણ લાચાર કે તે વખતે ગાડી જતી નહોતી તેથી રાતના સાડાઆઠ વાગે સ્વાર થવું પડયું

**નટવરલાલ—**બહુજ સારૂ થયું કે તમો આવી ગયા હવે આપણ ચાર જણા છીએ એટલે રચેલ બાજી પૂરણ રીતે પાર પાડવા ચુકીશું નહિ. કેમ છગનલાલ ખરૂ કે નહિ !

**છગનલાલ—**સુંદરલાલ હમો તમારા આવવાનીજ રાહ જોતા હતા. સવારની ટ્રેનમાં તમારી સામે આવ્યા હતા પણ તમો આવ્યા નથી એવું માલમ પડવાથી હમોએ જાણ્યું કે હવે નહિ આવે

**સુંદરલાલ—** આપ આ શું બોલ્યા નટવરનો કાગળ નહિ પણ રજીષ્ટર આવે ને હુ નહિ આવું એવું બનેજ નહિ.

**નટવરલાલ—**મને આપની પૂર્ણ ખાત્રી હતી કે આપ જરૂર આવશોજ ! હુંતો કાગળ લખવાનો હતો પણ છગનલાલે કહ્યુ કે નહિ, રજીષ્ટર કરો તેથી રજીષ્ટર કર્યું હતું.

**સુંદરલાલ**—બહુજ મોટી મહેરબાની કરી કે ઘણા દીવસ પછી શેવકને યાદ કર્યો.

**છગનલાલ**—એ શું બોલ્યા ભાઇ આપ હમારા મહેરબાન છો, માથાના મુગટ છો.

**મનહર**—નટવર હવે બધી વાત છોડી દઇ સુંદરલાલને જે કામ સારૂં બોલાવ્યા છે તેનો વીચાર કરો.

**નટવરલાલ**— આ ઠેકાણે વિચાર થાય તેવો નથી માટે ચાલો પેસ્તનજીના પીઠામાં ત્યાં જઈ વિચાર કરીશું.

**શુદર**—જુઓ હું પીઠામાં આવનાર નથી, મેં મારા પિતાશ્રી મરી ગયા છે ત્યારથી ખરાબ ટેવ છોડી દેવાની પ્રતીજ્ઞા લીધી છે માટે હુતો નહિ આવું.

**મનહર**—સુંદર ! ગાંડો થયો કે શું તને મુકી અમારાથી જવાય એતો થતું હોય તેમજ થાય. પીતા ગુજરી ગયાતો શું થયું આ આપણે પણ મરવુજ છેને.

**સુંદર**—હવો તો આ ઠીક ન કહેવાય,

**નટવર**—કંઇ નહિ બહાર ગમે તેમ કરીએ, ઘેર ન કરીએ તો ઠીક ઉપર પ્રમાણે ત્રણે જણા મળી સુંદરલાલને પેસ્તનજીના પીઠામાં લઈ ગયા જ્યાં આગળ આ ઢેડ. ભંગી, વગેરે સરવે જણ બેઠેલા મીં ઉપર માંખો બણબણતી નજરે પડતા હતા.

**આ ચારે જણાને પેસ્તનજીના પીઠામાં પેસ્તાં જોઇ એક વૃદ્ધ બ્રાહ્મણ કહે કે અરે! આ કોઇ ઉંચ કુળના છોકરાઓ કેવા થઇ ગયા છે કે ધોળે દિવસે કોઇની પણ શરમ રાખતા નથી. દારૂ ! તારૂં સત્યાનાશ જજો તે દેશને પાયમાલ કર્યો છે. તેં જુવાનીઆઓને ખરાબ**

કર્યો છે હું ખાનદાનને બગાડનારો છે. કુળને કુબાડનારો છે. ધીક્કાર છે તેને કરોડવાર ધીક્કાર છે.

હે પ્રીય બંધુઓ તમો તમારા છોકરાને સારી ચાલથી ચલાવો પ્રપંચી દગાબાજ દારૂડીઆ મીત્રોથી મળતા બચાવો. નહી તો છેવટે કુળને કલંક લગાડશે. માટે તેનાથી બચાવવા પ્રયત્ન કરો.

ચારે મીત્ર પેસ્તનજીના માળામાં પહોચ્યા કે એક નોકર આવ્યો. તેણે પુછ્યું કયું શેઠજી કીતના ચાહીએ.

" ચાર માપ લાવ.

" બહોત અચ્છા સાબ.

ચાર માપ આવ્યા તે ઉડાવી ચારે જણા વાતે ચઢયા.

નટવરલાલ—સાંભળ સુંદરલાલ તને બોલાવવાનું કારણ એટલું છે. કે અત્રે મીઠાલાલ નામનો એક બીડીવાળો છે. અને તેની સ્ત્રી માણેક બહુજ ચાલાક તેમ નીચવૃતી વાળી છે માટે આપણે હાલ ભુખી થઇ ગયા છીએ તો તેની પાસે પાંચ છ હજારનો દામ છે તે લઇ તેને ઉડાવવાનો પ્રયત્ન છે તેમાં તારી મદદની ખાસ જરૂર છે.

સુંદરલાલ—યાર! આ વાતમાં તો હું રાજી નથી એવી દગાબાજી અને પ્રપંચ સ્ત્રી પૈસો મેળવવો તેનાં કરતાં નોકરી કરવી હું વધારે પસંદ કરૂં છું પણ આ કામ નહિ કરવું એવો મારો વિચાર છે.

મનહરલાલ—જા જા ગાંડા! આવો બાબો કેમ થાય છે આ દુનિયામાં પ્રપંચ તેમ દગાબાજી સિવાય પૈસા પેદા કરવાનો એકે ઉપાય નથી ક્યાંપી દસ બાર રૂપિયાની નોકરી કરીશું

લઇ પાસીનજરો ટરેનમાં બેઠા પછી ટ્રેન ઉપડી ગઇ અને જોત જોતા માં વીલાસનગર પહોચી.

વીલાસનગર, આ પાંચે જણા ઉતર્યા અને ધરમશાળામાં ગયા ત્યાં રહ્યાં એટલામાં એક જમાદાર આવ્યો. તેણે આ ચાર જોડી જવાન તથા એક નવ જુવાન સ્ત્રી તેમ એક ટ્રંક શીવાય બીજો સામાન નહિ જણાવાથી તેને વહેમ આવ્યો અને તેથી તેણે ત્યાં આવી પુછપુરછ કરવા માંડી.

**જમાદાર**–તમો કોણ છો અને ક્યાંથી આવ્યા.

**નટવરલાલ**—હમો વાણીયા છીએ. અને હાલ નવીનગરથી આવ્યા છીએ સાહેબ.

**જમાદાર**—આ ! તમારી સાથે જે સ્ત્રી છે તે કોણ છે.

**નટવરલાલ**—આ મારા ભાઇની સ્ત્રી છે. તેને બોલાવવા સારૂં ગયા હતા. તે બોલાવી હવે ઘેર જવાનું છે પણ વીસનગરમા એક માણસને મળવું છે તેથી અત્રે ઉતર્યા છીએ,

**જમાદાર**—કયા માણસને મળવું છે.

**નટવર**—તેનું નામ મને હાલ યાદ નથી.

**જમાદાર**—તે ક્યાં રહે છે.

**નટવર**—તે ઠેકાણું મારી પાસે લખેલું છે.

ઉપર પ્રમાણે વાત ચાલે છે કે નવીનનગરથી તાર આવ્યો કે માણેકનામની સ્ત્રીને એક નટવર નામનો માણસ ૫૦૦૦ ના દાગીના સાથે લઈ નાસી ગયો છે આ તાર જમાદારને મળતાંજ તેણે પેલા પાંચે જણને પોલીસ કાયદો દેખાડયો તો તેજ ગુન્હેગાર જણાયા. તેથી તેમને કેદ કરી નવીનનગર મોકલી દીધા.

---

## પ્રકરણ ૩ જું.

**પાં**ચે ગુન્હેગાર નવીનનગરની જેલમાં આવી પહોંચ્યા, તા. ૧૭ મી ને બુધવારને દિવસે તેમનો કેશ હતો, પકડયા પછી સુંદરલાલ મનમાં બહુજ પસ્તાવા લાગ્યો અને કહેવા લાગ્યો મારી વ્હાલી પ્રીયાનું કહ્યું માની નહિ આવ્યો હોત તો આ લપમાં અને અંધારી કોટડીના દરસન કરવા પડત નહિ. પણ શું કરૂ નશીબમાં જે લખ્યું હતું તે થયું. આ બાબતની ખબર મારી વ્હાલીને આપું કદાપી કોઇને મદદને વાસ્તે મોકલે એવો વિચાર કરી કાગળ લખવા બેઠો. કાગળ લખી રહ્યા પછી તેને પાકીટમાં બીડી એક સિપાઇને રૂપૈઆ આપવા કહી તે કાગળ ટપાલમાં નંખાવ્યો.

કાગળ રાજનગર આવ્યો અને પોસ્ટવાળાએ સુંદરલાલને ઘેર જઈ કમળાને આપ્યો. કમળા હરખાતી, હરખાતી પોતાના પતીનો કાગળ વાંચવા લાગી.

મારી વહાલી પ્રીયા.

તારૂં કહ્યું નહિ માનતાં હું જોર બેજોરથી નવીનનગર આવ્યો. અહિ નટવર એક સ્ત્રી સાથે લપટાએલો તેના પાપના લીધે મારે પણ જેલ જોવી પડી છે. આ કાગળ વાંચી તને ખેદ તો થશે પણ પશ્ચાતાપ નહિ કરતાં તારા મોટા ભાઇને થોડાક રૂપૈઆ લઈ અત્રે મોકલજે જેથી તે મને છોડાવી તારા દરશન કરાવે નહિ તો આ રજવાડી રાજ્યમાંથી છુટાય તેમ નથી. સુંદરીની બાલાશ રાખજે એજ તા. ૧૩ મી.

લી૦ તારા વિયોગી સુંદરના પ્રણામ.

ઉપર પ્રમાણે કાગળ વાંચી તે ઘણીજ દીલગીર થઇ અને કહેવા

લાગી સોબત તેવી અસર, સોબતમાં ફળ મળવાંજ જોઇએ મે બહુ કહ્યું પણ મારૂં કહ્યું માન્યું નહિ તેથી આજે પસ્તાવવાનો વખત આવ્યો. ચાલ જીવ આ બાબત ભાઇ વીઠલદાસને કહું કદાપી તે નવીનનગર જાય તો બહુ સારૂ, એમ વીચાર કરી વીઠલદાસ પાસે ગઈ

બેન લક્ષ્મી મારા ભાઈ છે.

કમળા આય બેન, વીઠલે કહ્યું.

કમળા જુઓને આ કાગળ વાંચો.

વીઠલ કાગળ વાંચી દીલગીર થાય છે. અને કહે છે, આને આ શું સૂઝયું કે નવીનનગર ગયો. નટવર અને જગન તો લુચ્ચાના સરદાર છે, બેન તેં અને પણ ના કહ્યું.

કમળાએ કહ્યું જેમ બનવાનું હતું તેમ બન્યું હવે શું થાય, પણ આપ (૫૦) રૂપીઆ લઇ નવીનનગર જશો.

**વીઠલ**—હા! બેન સુખેથી જઇશ.

કમળાએ પચાસ રૂપીયાની નોટ વીઠલને આપી અને કહ્યું તમારાથી બનતી મહેનતે તેમને છોડાવીને લાવશો એવું કહી, કમળા પોતાને ઘેર ગઇ.

વીઠલદાસ સાત વાગે ગાડીએ ગયા અને નવીનનગર જવાને રવાને થયો, આજે નટવર અને માણેકનો કેસ ચાલવાનો છે તેથી કચેરીમાં માણસના ટોળે ટોળા આવે છે, તેવામાં વીઠલદાસ પણ આવ્યા તેને ખબર પડી કે કેશ ચાલે છે તેથી એકદમ તેણે જમાદારને ફોડી નાખ્યો, પૈસો મોટી વસ્તુ છે, ૨૦ રૂપીઆ જમાદારના હાથમાં આપ્યા કે તેણે માજીસ્ટ્રેટ આગળ જબાંની ફેરવી સુંદરલાલને પુરાવામાં બેસા લીધો,

માજીસ્ટ્રેટે સુંદરલાલનો પુરાવો લઇ તેને રજા આપી તેથી તે બહાર આવી વીઠલદાસને મળ્યો અને રાજનગર જવાને રવાને થઇ ગયો

ઘેર આવ્યા પછી કમળાએ વાસી સામાન આપી અને કહ્યું હવે તો કાંઈ નોકરી કરી હેઠા બેસો કે મારે શું મે! કરવાનો વ-ખત આવે,

સુંદરલાલ પણ હવે સમજી ગયો તેણે બધી ખરાબ ટેવો મુકી દીધી અને પોતે ચમનલાલ શેઠને ત્યાં નોકર રહેવા સારૂ ગયો ચમન લાલે મોતીલાલનો છોકરો જાણી પોતાને ત્યાં દશ રૂપૈઆ માટે ગુમા સ્તો રાખ્યો અને ઉઘરાણીનું કામ આપ્યું દિવસે દિવસે સુંદરલાલ ચમનલાલ શેઠનો ભરોસો થતો ગયો અને કામકાજ ઉઘરાણી વીગેરે બરોબર કરતો કારવતો થયો તેથી શેઠે તેના પંદર રૂપીઆ કરી આપ્યા.

શેઠ બાહાર ગામે દુકાનો તપાસવા જાય ત્યારે સુંદરલાલને પો-તાની સાથે તેડી જતા હતા એક વખતે ચમનલાલ શેઠ મુંબઇ ગયા અને ત્યાં સરાફની પેઢીનો હીસાબ કરવાનો હતો તેથી તે તેની દુકાને ગયા આ વખતે, સુંદરલાલ તેમની સાથે હતો હીસાબ કરતાં સરાફના મુનીમે હિસાબમાં બે હજાર રૂપીઆ વધારે ગણી કુલ ૧૩૪૧૫-૨-૩ લેણા કાઢયા અને શેઠને કહ્યું આપની પાસે આટલુ લેણુ અમારૂની કળે છે ચમનલાલે કે બહુજ સારૂ દુકાનેથી તમારા માણસને મોક લી મંગાવી લેસો.

સુંદરલાલનો જીવ હીસાબ જોવાનો હતો પણ તે બોલી શકયો નહી જ્યારે શેઠ ઉઠવા લાગ્યા ત્યારે તેણે કહયું. સાહેબ આપે પૈસા દુકાનેથી લઇ જવા કહયું પણ હીસાબ તો જુઓ.

" એમાં શું હીસાબ શું જોવાનો છે ચમનલાલે કહયું "
મને હીસાબની અંદર ગડબડ જણાય છે તેથી આપને કહ્યું ત્યારે તુ તપાસી જો ચમનલાલે કહયું

સરાફના મુનીમે હીસાબ તપાસવા આપતા સુંદરલાલે કહયું શેઠ કરતાં મુનીમ ડાહ્યા જે તે હીસાબ ખોટો છે.

સુંદરલાલે તમામ હિસાબનો આંકડો ખેંચતા કુલ ૧૧૪૧૫-૨-૩ થાય છે એમ શેઠને જણાવ્યું

મુનીમ બોલ્યો હા હા ખરી વાત આ બે હજાર આપને નામે લખાઇ ગયા છે તે આપનાં નથી મારી ભુલ છે માટે માફ કરશો.

કાંઇ નહી હોય ચમનલાલે કહયું

ઉપર પ્રમાણે આંકડો તૈયાર કરી ચમનલાલ તથા સુંદરલાલ પોતાની દુકાને આવવા રહેવાને થયા.

રસ્તામાં ચાલતાં ચાલતાં સુંદરલાલે શેઠને કહયું સાહેબ જો મેં હિસાબ તપાસવાનું આપને કહયું નહોત તો આજે આપણા બે હજાર રૂપીઆ પાણી થાત હા તારૂ કહેવું સત્ય છે. ચમનલાલે કહયું.

ઉપર પ્રમાણે વાતચીત કરતાં કરતાં શેઠ તથા ગુમાસ્તો દુકાને આવ્યા, અને પોતાનો સામાન લઇ રાજનગર જનાને રવાને થયા.

રાજનગર આવ્યા પછી ચમનલાલ શેઠના મનમાં આવ્યું કે સું-દરલાલે આપણને બે હજાર રૂપૈઆના ખાડામાંથી બચાવ્યો છે તો તેને આપણે અહિની દુકાનમાં મુનીમની નોકરી આપવી. કારણ તે હીસા-બમાં બહુજ હુંશીયાર અને પ્રવીણ છે એવો વિચાર કરી તેણે સુંદર-લાલને બોલાવ્યો.

શો હુકમ છે સાહેબ સુંદરલાલે કહ્યું.

તેં મને બે હજાર રૂપૈયઆના ખાડામાંથી બચાવ્યો છે. તેમ અ-ત્રેની દુકાનમાં આપણે ત્યાં કોઇ મુનીમ નથી માટે હુ આજથી અહિ-ની દુકાનમાં તને રૂ. ૩૦)ના પગારથી મુનીમ કરી, રાખું છું કેમ તારી શી મરજી છે.

**સુંદર**—આપનો જેવો હુકમ મારી એમાં કેવી મરજી.
**ચમન**—જા તારે આજથી મુનીમનું કામ કરવું.
**સુંદર**—બહુ સારૂ.

ઉપર પ્રમાણે શેઠની સાથે વાતચીત કરી સુંદરલાલ ઘેર ગયો. અને પોતાને આજે મુનીમની ત્રીસ રૂપૈયાની જગ્યા આપી એવું પોતાની પ્રીયા કમળાને જણાવ્યું આ સાંભળી કમળા ખુશી થઇ અને પોતાના દીવસો ખુશીથી ગુજારવા લાગી.

---

## પ્રકરણ ૪ થું.

રાત્રીના સાડા આઠનો સમય છે. સુંદરલાલ તથા કમળા વાળુ કરી બેઠાં છે. એવામાં કમળાના ભાઈ વીઠલદાસ આવ્યા. વીઠલદાસને આવતા જોઈ સુંદરીએ કહ્યું મા, મામા આવે છે.

" વીઠલદાસ આવ્યા અને સુંદરલાલ પાસે બેઠા અને કહેવા લાગ્યા હવે તો તમારે ઠીક ચાલતું હશે.

" હા, હવે તો શેઠની પૂર્ણ મહેરબાની જણાય છે. સુંદર-લાલે કહ્યું.

" પરમેશ્વર તમારી દિવસે દિવસે પ્રાપ્તી કરે એવી મારી આ-શીશ છે. વીઠલદાસે કહ્યું.

" તમારા વગર અમારૂ ભલુ ઇચ્છનાર સંસારમા કોઇ નથી સુંદરલાલે કહ્યું.

" બ્હેન કમાળા આપણી સુંદરી હવે કઈ ચોપડી ભણે છે. વી-ઠલદાસે કહયું.

" હવે તેણે ગયા મહીનાની ૧ લી તારીખથી પાંચમી ચોપડી માંડી છે. કમળાએ કહયું.

" સુંદરીને હવે નિશાળે નહિ મોકલવી કારણ કે હવે તે ઉમ્મર લાયક થઇ છે. વીઠલદાસે કહયું.

આ સાંભળી સુંદરલાલ બોલ્યા એમાં કાંઇ નહી. મારો વિચાર તો મારી દીકરીને અંગ્રેજી ભણાવવાનો છે અને બને ને એનું તગદીર જોર કરે તો મુંબાઇ મોકલી પરિક્ષા અપાવવાનો છે.

આ સાંભળી કમળા બોલી ઉઠી મારે તો કાંઇ અંગ્રેજી બંગ્રેજી ભણાવવું નથી કયાં તેને ભાષણ આપવા જવું છે કે અંગ્રેજી ભણવું જોઇએ. આ તો વખતે કાગળ લખવા કે વાંચવા પારકાની ખુશામત કરવા જવું પડે. તેનાજ માટે મેં સુંદરીને નિશાળે મોકલી નહિ તો કદાપી મોકલત નહિ.

" વધારે ભણાવીએતો વખતે છોકરી ઉખડી જાય માટેજ છોકરીઓને ભણાવવાનો રીવાજ પ્રથમ બુઢાઓએ પાડયો નહિ હોય વીઠલદાસે કહયું.

સુંદરલાલે કહયું તમારા બન્ને ભાઈ, બ્હેનનો મત એક છે. ત્યારે શું હાલના જમાનામાં આ રૂઢી પાડનારાઓએ ખોટી પાડી હશે.

આ પ્રમાણે વાતો ચાલે છે. તેવામાં ચમનલાલ શેઠને ત્યાંથી સુંદરલાલને બોલાવવા એક માણસ આવ્યું કે ચાલો શેઠ બોલાવે છે.

સુંદરલાલ વીઠલદાસને બેસવા કહી માણસ સાથે શેઠને ત્યાં ગયા. ત્યાં શેઠ સાથે કાંઇ ખાનગી વાતચીત કરી અરધા કલાકમાં પાછા આવ્યા. તે વખતે વીઠલદાસ પોતાને ઘેર ગયા હતા. કમળા એકલી બેઠી હતી.

" કેમ અત્યારે શું હતું કે શેઠે બોલાવ્યા હતા.

" એ તો કાલે એક સરાફનો હીસાબ ચુકવવાનો છે. તેથી રૂપૈઆનું પુછતા હતા. તેથીજ બોલાવવા મોકલ્યો હતો.

" હવે તો આપણા ઉપર પરમકૃપાળુ પમેશ્વરની લીલાલહેર થવા ગાગી છે.

" સદા દિવસ સરખા જતા નથી. સુખ દુઃખ ચાલ્યુંજ જાય છે.

" તમારૂ કહેવું સત્ય છે જ્યારે માણુસના માથે દુઃખ પડે છે ત્યારેજ તેને શાન વળે છે. ઘોડો ઠોકર ખાય છે ત્યારેજ પાંસરો ચાલે છે. તમોએ થોડું કર્યું જ્યારે છેવટે સપડાયા ત્યારે કટેવો મુકી દીધી.

" તું સમજતી નથી એ તો માથામાં વાગે ત્યારેજ લોહી નીકળે અને લોહી નીકળે ત્યારેજ સમજ પડે કે આ તો મારા માથામાં વાગ્યું,

" મને બે ત્રણ વખત શેઠાણી વાર્વતીએ કહયું કે તમારી વહુને કહો કે રોજ બપોરે મારી પાસે આવે પણ મને બિલકુલ ખબર રહેતી નથી. બને તો કાલે તું જજે.

" બહુ સારૂં કાલે મારે કામ પણ નથી, માટે સુંદરી નિશાળેથી આવશે એટલે જમીને હમો બંન્ને જઇશું.

" જતા આવતા રહીયે તો હાવ ભાવમાં વધારો થાય અને શેઠાણી પણ બહુજ ભલાં માણુસ છે. હું ગયો કે તારી ખબર પુછે.

" આટલા દિવસ થયા તમોએ તો મને કોઈ દીવસ કહયું નહિ કે શેઠાણી તને યાદ કરે છે, જો કહયું હોત તો હું કયારની પણ શેઠાણી પાસે જતી આવતી થાત.

" લે આજે કહયું તેથી કાલે જજે, એટલે તારો પગ છુટો થશે પછી રોજ જતા તને અવરૂં નહિં પડે.

" વારૂ હવે રાત ગઇ છે માટે સુઇ રહો મને પણ ઉંઘ આવે છે.

આ પ્રમાણે વાતો કરતાં, કરતાં પ્રેમી જોડું નીદ્રા દેવીના ઘેરામાં લપટાયા.

---

# પ્રકરણ ૫ મું.

આવો, કમળા બાઈ! શરીરે સાજા તાજા તો છો ? કમળા ચમનલાલ શેઠને ત્યાં આવતાંજ સેઠનાં પત્ની પાર્વતી બાઇ બોલ્યાં.

"હા, બા, તમે પણ શરીરે સુખી છો ?" કમળા આદરનો સ્વીકાર કરતાં બોલી.

પર્વતી કમળાને પોતાની બેઠકના ઓરડામાં તેડી ગઇ, ત્યાં જઇ સૌ બેઠાં, કમળાની જોડે તેની પુત્રી સુંદરી હતી. પાર્વતા અને કમળા વાતચીત કરવા બેઠાં અને સુંદરી આસપાસ ટાંગેલા તખ્તા માહેલા ચીત્રો નીહાળવા લાગી.

સુંદરી અગીયાર અને બાર વર્ષની અંદર ઝોળાં ખાતી હતી, એ ઉમ્મર યુવાવસ્થાની પ્રવેશક ઉમર ગણાય છતાં સુંદરીમાં હજુ બાલિના ભાવ દ્રષ્ટીગોચર થતો હતો. તે કાંઇકિ શરમાતા શિખી હતી પરંતુ શરમ હ્રદયમાં શાથી ઉત્પન્ન થતી હશે. તે, બિલકુલ સમજતી નહોતી કોઈ યુવાન પુરૂષ સાથે વાતચીત કરવામાં શું દોષ હશે, તે તે હજી બિલકુલ સમજતી નહોતી. આ તેના બાલિકા ભાવનું પરિણામ હતું, તેનું હ્રદય નિરમળ અને કોમળ હતું જે કોમળતા તેની માતા તરફથી વારસામાં મળી હતી.

પાર્વતીની બેઠકના ઓરડાની બાજુમાં સૌભાગ્યચંદનું દિવાનખાનું હતું અને બાજુમાં તેનો સૂવાનો ઓરડો હતો. વખત અપોરનો હતો, જમ્યા પછી સૌભાગ્યચંદ જરા નિદ્રા લેવા સુતો હતો, ઘડીઆળ માં બે વાગ્યા કે તરત તેની આંખ ઉઘાડી ગઇ.

ઉઠી બેઠો થયો અને પોતાની માતુશ્રીને હાંક મારી કહ્યું મારા આપા બહાર ગયા છે કે કેમ.

તેની માએ જવાબ આપ્યો કે હજુ તો તે સુઇ રહયા છે, એવો જવાબ મળ્યો.

આ સાંભળતાંજ સૌભાગ્યચંદ ઉભો થયો અને હાથ, મોં ધોવા સારૂ જેવો નળ ઉપર જાય છે કે તેની દ્રષ્ટી પોતાના ઓરડામાં ઉભેલ સુંદરી ઉપર પડી, તેવીજ સુંદરીની દ્રષ્ટી પણ સૌભાગ્યચંદ ઉપર પડી, સામે બન્નેની આંખો એક બીજાના હૃદયમાં જામી ગઇ અને પ્રેમનો પ્રવાહ વહેવો સરૂ થયો,

હાથ, મોં ધોઇ સૌભાગ્યચંદ પોતાની માના ઓરડામાં આવ્યો ત્યાં આગળ પોતાના મુનીમની સ્ત્રીને બેઠેલી જોઇ બોલ્યો.

" કોણ કમળા કાકી આવ્યા છે કે?

" હા, આવ્યાં તો છીએ, જવાબ મળ્યો.

" બહુ મોટી મહેરબાની કરી કે આજે તમો પધારી હમોને આભારી કર્યા.

ઉપર પ્રમાણે તે કમળા સાથે વાતો કરતો હતો, પણ તેની દ્રષ્ટી કમળા પાસે બેઠેલી નાજુક વદની, કમળનરણી, બાલિકા સુંદરી ઉપરજ હતી. તે એક ટશે તે બાળીકાનો ચહેરો નિહાળતો હતો

વખતો વખત સુંદરી પણ આડી નજરે સૌભાગ્યચંદને જોઇ મનમાં હરખાતી જણાતી હતી. આ બન્નેના મનમાં એક બીજાના પ્રેમની સજજડ છાપ આંખોએ બેસાડી દીધી હતી. કહેવત છે કે—

નેંન પદારથ નેંને રસ, નેંને નેંન મિલત;
અણજાણ્યા સો પ્રીતડી, પ્રથમ નેંન કરંત.

આ પ્રમાણે એક બીજાની આંખોએ પોત પોતાના હૃદયમાં એક બીજાને ઘેરી લીધા હતા.

ઉપર પ્રમાણે સૌભાગ્યચંદ પોતાની માના ઓરડામાં હતો, એ-

વામાં તેના બાપે તેને હાંક મારી તેથી તે તેના બાપા પાસે ગયો. તે ત્યાં ગયો પણ તેનું હૃદય તો માના ઓરડામાં બેઠેલ સુંદરી પાસે મુકતો ગયો. તેના મનમાં તો સુંદરીનાજ વિચાર થવા લાગ્યા બાપના પાસેથી પાછા ફરી પોતાના દિવાનખાનામાં આરામચેર ઉપર પડયો અને વિચાર કરવા લાગ્યો.

અહા ! તેનો ચહેરો ચંદ્રમા સરિખો સફેત હતો તેના ગાલ ગુલાબના ગોટા સરીખા હતા તેનું કપાળ ચકચકાટ તેજ મારતું હતું. તેના માથાના વાળ કાળા શ્યામ અને નાગની ફણી બરાબર હતા તેના દાંત સફેત દાઢમની કળીથી પણ વધારે શોભાયમાન જણાતા હતા. તેનું શરીર નાજુક વિગેરે મનને આનંદ પમાડતું હતું પ્રભુ ! તેં માણુસ જાતમાં ઘણી ખુબીદાર માણુસ બનાવ્યા છે. તારા દરબારમાં કોઇ વાતની ખામી નથી.

અહા ! સુંદરી પ્યારી સુંદરી તારૂ હું કેટલું વખાણ કરૂ હવે તુ મને કયાં મળશે. તેં મારા શરીરમાં જે પ્રેમનો છોડ રોપ્યો છે તેને પાણી પાવા કયારે આવીશ. જો પાણી પાવા નહિ આવે તો આ શરિર તારા વિયોગે કરી સુકાઇ જશે. શું પ્રભુ હું તેને યાદ કરશું તો તે મને નહિ કરતી હોય.

એવો વિચાર કરતાં કરતાં ઉઠયો અને પોતાના પીતા સાથે બહાર ફરવા ગયો.

ચાર વાગવાથી કમળા પણ પોતાની પુત્રી સુંદરી સાથે પોતાના મકાને ગઇ અને ઘર સંસારમાં ગુંથાઇ.



# પ્રકરણ ૬ ઠું.

રાતના આઠ વાગ્યાનો સુમાર છે, પવને ચોતરફથી ઝપાટાબંધ વાય છે. રાત્રી સમ સમ કરતી પોતાનું કામ કરે છે માણસ તેમ જનાવર વીગેરે સર્વ કોઇ નીંદ્રાદેવીના વેશમાં પડવાને તૈયારી કરી રહ્યા છે. એવા સમયે આ સુંદરીને બિલકુલ નિદ્રાદેવી પોતાના ઘેરામાં લેવાને પ્રબળ થતી નથી. તેનું હ્રદય અત્યારે બહાર ફરવા ગયું છે. બહાર કયાં ગયું હશે તે વાંચક વર્ગની ધ્યાનમાં હશે તેનું દિલ આપણા શેઠ ચમનલાલના ઘેર તેમની પત્ની પાર્વતીના ઓરડામાં જ્યાં સૌભાગ્ય ચંદને જોયો હતો ત્યાં ગયું છે. તે મન સાથે વિચાર કરે છે.

અહા ! શું રમણીક ચહેરો છે, બોલવામાં કેવી મીઠાસ છે. મુખ ઉપર કેવો ચળકાટ છે. તેમના ચહેરાને નિહાળતાં મારા દિલમાંતો કાંઇ થઇ ગયું છે. અરે પ્રભુ તું ફરી એક વખતે તે ચહેરો મને દેખાડ શેઠાણીએ કાલે માતુશ્રીને આવવા કહ્યું છે પણ કોણ જાણે જશે કે નહિ, જો જાય તો ઠીક આતો ત્યારે મારાથી તો સૌભાગ્યચંદથી કંઇ વાત થશે નહિ, પણ એક પત્ર લખી તેમને મારા મનનો ભાવાર્થ કહું જો તેમના દિલમાં પ્રેમે છાપ બેસાડી હશે તો તો તરત તેમનું હૃદય કહી દેશે. આ પ્રમાણે વિચાર કરી તેણે પત્ર લખવા માંડયો.

વ્હાલા પ્રેમી,

કાલે બપોરે આપનાં દરશન થયાં હતાં, ત્યારથી આ દાશી હ્રદય મુક્ત થઇ ગઈ છે. ચાર વાગે તમારા ત્યાંથી મારે ઘેર આવવા લાગી પણ હૃદય આવ્યું નહિ અને તે તમારી પાસેજ રહેલું

છે, તો મારા હૃદયના પ્રેમને તમારા હૃદયમાં જગ્યા આપશો એવી આશા છે એજ.

લી. દાસીઓની દાસી
સુંદરીના પ્રણામ

ઉપર પ્રમાણે પ્રત્ર લખી સૌભાગ્યચંદને યાદ કરતી કરતી નીંદ્રાદેવીના ઘેરામાં પડી.

બીજે દીવસે બપોરે તેણી જમી રહ્યા પછી શેઠને બંગલે ગઇ નહિ. અને નદિએ ધોવા ગઇ તેની સાથે સુંદરી પણ ધોવા સારૂ ગઇ

સૌભાગ્યચંદ જમ્યા પછી પોતાના ઓરડામાં હંમેશના રીવાજ મુજબ સુવા સારૂ ગયો, આ વખતે તેને કાલની સુંદરી યાદ આવી. ને કહેવા લાગ્યો આજે પણ તે આવશે કે નહિ. અહા! શું તેના મુખનું નુર છે. બસ જેવી મારા સામે ફરતીજ ફરે છે, અરે પ્રભુ તારી ગતી ન્યારી છે. આવી મનોહર કમળ જેવી રૂપવાન સ્ત્રી કોના ભાગ્યે લખી હશે.

આવા વિચારે ચઢેલો સૌભાગ્ય નીંદ્રાદેવીને તાબે થયો.

બે વાગ્યાનો રણકો થયો કે તરત સૌભાગ્યચંદ જાગી ઉઠયો. અને મોં હાથ ધોવા નળ ઉપર જવા લાગ્યો કે કાલની વાત યાદ આવી અને પોતાની માતુશ્રીના ઓરડામાં ડોકીયું કરવા લાગ્યો. પણ ત્યાં શું હોય ફક્ત તસબીરોના તખતા લટકતા તેની નજરે પડયા,

તે કહેવા લાગ્યો કે કાલે આજ સ્થળે મનોહરે મારા હૃદયને ઘેર્યું હતું. શું તેના નેણના કટાક્ષ બાણે મારા હૃદયમાં કારી ઘા કર્યા હતા. આજ સ્થળે મને બે ભાન બનાવ્યો હતો આજ સ્થળે તેનું સુશોભીત મુખાવીંદ દેખાતું હતું.

આવો વિચાર કરતા કરતાં નિરાશ થઇ તે નળ ઉપર પહોંચ્યો. ત્યાં જઇ હાથ મોં ધોઇ તે પોતાની માતુશ્રીના ઓરડામાં ગયો કે વખતે તે પછાડીના ભાગમાં બેઠી હોય પણ આ આશા તેની નીષ્ફળ ગઇ. અને ત્યાંથી પાછો ફર્યો.

તેના બાપે તેને બોલાવ્યો તેથી તે તેમની પાસે જઇ તેમની સાથે દુકાને ગયો.

પ્રીય વાંચકો હવે આપણે સુંદરી તરફ જઇયે તે નદી ઉપર શોકાતુર મોંઢે બેઠી છે. તેની મા લુગડાં ધુવે છે. પણ તેનું ધ્યાન તે તરફ નથી તેનું ધ્યાન તો સૌભાગ્યચંદની માના ઓરડામાં જે સ્થળે સૌભાગ્ય જોયો હતો. ત્યાં ગયું છે.

તેણે પોતાના મન સાથે વાતો કરવાનું શરૂ કર્યું.

"અરે મન આ સંસારમાં તને શું સુખ મળવાનું છે, જેથી તું આટલો બધો વ્યાકુળ થાય છે,"

"કેમ નહિ જેને હું ચાહુછું તે મને કેમ ચાહતો નહિ હોય"

"જો તને તે ચાહતો હોય તો અત્રે નદી ઉપર કેમ આવતો નથી."

"તે બાપડો શું જાણે કે તારો પ્રેમ નદી ઉપર તડકામાં બેઠો છે."

આ પ્રમાણે વાત કરે છે, તેવામાં તેની માએ હાંક મારી કહ્યું કે સુંદરી બધાં લુગડાં સુકાયાં હોય તો વાળી લે અને નાહી નાંખ પછી ઘેર જઇએ.

સુંદરી લુગડાં વાળી નહાવા લાગી. નાહી રહ્યા પછી તે માની સાથે પોતાને ઘર તરફ જવા રવાંને થઈ.

ઘેર ગયા પછી તે પોતાનું નિશાળનું લેશન કરવા બેઠી અને તેની મા રાંધવા માંડી.

સાંજના પાંચ વાગ્યા કે સુંદરલાલ દુકાનેથી આવ્યા તરત સુંદરીને બોલાવી અને તે શું ભણે છે તે વિસે પુછવા લાગ્યા સુંદરીએ પોતાનો ચાલતો પાઠ તેમ ચાલતું લેશન પોતાના પીતાને સંભળાવ્યું આ સાંભળી સુંદરલાલ બહુજ ખુશી થયા અને સુંદરીની માને કહેવા લાગ્યા.

**સુંદરલાલ**—સાંભળ મારી વ્હાલી પુત્રી કેવી ભણે છે. તારા બાપે તને નિશાળે મોકલી હતી.

**કમળા**—તેમાં તમોને લાભ, મારા બાપાને લાભ જોઇતો નહોતો કે મને મોકલે.

**સુંદરલાલ**– તેમાં લાભ શાનો માણસની ફરજ છે કે છોકરો હો કે છોકરી તેને સારૂ શિક્ષણ આપવું.

**કમળા**—બહુ સારૂં ત્યારેજ તમો પણ આને શિક્ષણ આપવા લાગ્યા છો.

**સુંદરલાલ**—તારી વાતો લડાઇની છે. મેં સારૂ કહ્યું કે તું વળગીજ પડે છે. લે હું તો આ ચાલ્યો.

આમ કહી સુંદરલાલ બહાર ફરવા ગયો એટલે સુંદરી બોલી માતુશ્રી તમો જ્યારેને ત્યારે મારા બાપા સામે જોરથી બોલો છો તે ઠીક ન કહેવાય.

કમળા બોલી સારૂં તું તારા પતી સાથે જોરથી વાત ના કરજે.

માનું આવું બોલવું સાંભળી સુંદરી ચુપ થઇ ગઇ અને પછી કાંઇ બોલી નહિ અને પોતાનું લેશન કરવામાં ગુંથાઇ.

# પ્રકરણ ૭ મું.

આજે રવિવારનો દિવસ હોવાથી સ્કુલો, કોર્ટ, વિગેરે બંધ છે. આજે હાઈસ્કુલ બંધ હોવાથી સૌભાગ્યચંદ ઘેર છે. આ વેળા ન્યુસપેપરો વાંચતો બેઠો છે. એવામાં તેના વાંચવામાં એક વારતા આવી કે જે ભરપુર પ્રેમથી ભરેલી હતી. વાંચતાજ સૌભાગ્યના હૃદયમાં જે અત્યાર સુધી સુંદરીનો પ્રેમ શાન્ત થઇ બેઠેલો હતો તે બહાર આવ્યો અને તેણે સૌભાગ્યચંદના હાથમાંનું ન્યુસ બાજુ ઉપર મુકાવી દીધું.

સૌભાગ્યચંદ મનમાંજ બકવા લાગ્યો કાલે તે કેમ આવી નહિ. હોય ! શું તેના પીતાએ કે તેની માતાએ આવવા ના કહ્યું હશે કે કેમ. વિગેરે તરેહવાર વિચારના સાગરમાં ગોથા મારવા લાગ્યો આજે નવરો છે તેથી તેણે વિચાર કર્યો કે લાવો આજે તો સુંદરલાલને ઘેર હું જાઉં અને મારા હૃદયના છુપેલા પ્રેમના દરશન કરી આઉં એવો વિચાર કરી પોતે ગાડી જોડવા નોકરને હુકમ આપી લુગડાં પહેરવા દિવાનખાનામાં ગયો.

લુગડાંની પેટી ઉઘાડી વાસકોટ, નવી ફાસનનો કોટ, ટોપી વીગેરે કાઢી પહેરવા લાગ્યો એવામાં તેની નજર પેટીના ખાનામાં પડી કે જ્યાં હાથી દાંતનો ચીનની બનાવટનો પંખો મુકેલો હતો. તે પંખો લઇ વિચાર કર્યો કે આ પંખો હું સાથે લઇ જાવું. અને તે વ્હાલી પ્રીયાને બક્ષિશ આપું જો કદાપી હુશીઆર અને ચાલાક હશે તો આ પંખા ઉપરથીજ સમજી જશે. જો મારા જેવી મોઢ હશે તો કાંઇ સમજશે નહિ.

ના, ના એમ નથીજ કાલે તેનું મુખાર્વીંદ કહી આપતું હતું તે ઘડી ઘડી મારા તરફ પોતાના રસીલા નેંણ મારતી હતી.

આ પ્રમાણે લુગડાં પહેરી તૈયાર થયો, એટલામાં તેના પીતા ચમનલાલ આવ્યા અને કહેવા લાગ્યા કે સૌભાગ્ય આજે પાંચ વાગે મારે મુંબઈ જવાનું છે. જો તારે આવવાની ખુશી હોય તો તારા માસ્તરને મળી રજાનો બંદોબસ્ત કરી આવજે.

**સૌભાગ્ય**—બહુ સારૂં.

**ચમનલાલ**—અત્યારે કયાં જાય છે.

**સૌભાગ્ય**—બહાર ફરવા જઇશ.

**ચમનલાલ**—ખાવાના વખત પહેલા આવી જજે.

**સૌભાગ્ય**—બહુ સારૂં.

ઉપર પ્રમાણે પોતાના પીતાજીથી વાત કરી સૌભાગ્યચંદ ફરવા નીકળ્યો પ્રથમ બજારમાં જઇ કેટલોક ફ્રુટ લીધો અને પાછા ફરતાં મુનીમના ઘર તરફ ગાડી હાંકી.

ગાડી મુનીમમના ઘર આગળ આવી કે સામે બારીએ બેઠેલી સુંદરીની નીધા સૌભાગ્યચંદ ઉપર પડી. અને સૌભાગ્યની નજર પણ તેના ઉપર પડી બન્નેના નેંણે કોણ જોણે શુંએ વાત કરી તેની સમજ મને પડી નહિ. પણ એટલું તો ખરૂ કે સુંદરી હરખાતી, હારખાતી પોતાના પીતાજીને કહેવા દોડી અને કહયું કે શેઠના પુત્ર આપણે ત્યાં ગાડી લઇને આવ્યા છે.

આ સાંભળી સુંદરલાલ બહાર આવ્યો અને સૌભાગ્યચંદને જોઇ બોલ્યો આવો સાહેબ આજે ગરીબ ઉપર બહુજ મહેરબાની કરી.

**સૌભાગ્ય**—એમાં મહેરબાની શાની અહિથીં જતો હતો. ત્યારે મનમાં એમ આવ્યું કે સુંદરકાકાને મળતા જઇએ તેથી તમોને તસ્દી આપવા આવ્યોછું.

**સુંદરલાલ**— અરે સાહેબ તસ્તી તો તમને કે મને, અમારે ગરીબ માણશોને તસ્દી શું.

**સૌભાગ્યચંદ**—સુંદરલાલ આ શું બોલોછો. તમો તો મારા બાપા જેવા છો.

ઉપર પ્રમાણે વાતો બન્ને જણ બેઠા છે, ત્યાં આગળથી સુંદરી બે ત્રણ વખત આંટા ખાવા લાગી. તે જોઇ સૌભાગ્યચંદ બોલ્યા સુંદરીબાઇ અહિ આવો એવું કહેવાથી તે સરમાઇ ગઈ અને ઘરમાં જતી રહી પછી તેને સુંદરલાલે બોલાવી અને કહ્યું સુંદરી જો આ ભાઈ શું કહેછે.

આ સાંભળી સુંદરી બહાર આવી અને સૌભાગ્યચંદ બેઠા છે ત્યાં ઉભી રહી.

સૌભાગ્યચંદે કેટલોક ફરૂટ સુંદરીને આપ્યો તે તેણે હરખ સાથે સ્વીકારી આભાર માન્યો.

તેનો આવો ભાવ જોઇ સૌભાગ્યચંદે પોતાના ખિસ્સામાંથી રાખેલો પંખો કાઢી સુંદરીના હાથમાં મુકયો. જે લેવાને સુંદરીએ ના કહ્યું અને કહેવા લાગી આવી વસ્તુ તમનેજ શોભે.

**સૌભાગ્યચંદ**—તમોને પણ શોભે તેવીજ વસ્તુ છે.

સુંદરી આ સાંભળી સરમાઇ ગઇ અને પંખો લઇ એકદમ મકાનની અંદર ચાલી ગઇ.

સૌભાગ્યચંદ પણ હવે સુંદરલાલની રજા લઈ જમવાનો વખત થવાથી ઘેર જવા રવાને થયો.

પધારજો સાહેબ એમ કહી સુંદરલાલ ઘરમાં ગયો. અને સૌભાગ્યચંદે આપેલા ફ્રુટ તપાસવા લાગ્યો. આ જોઈ કમળા બોલી બાળકના ખાવામાંથી પણ ખાઇ જવા તમારૂં મન થાય છે.

**સુંદરલાલ**—આપણુ ખાઇએ પછી બાળક ખાય.

**કમળા**—તમારા વિચાર જેવા માણસ હોય તો બાળકો વહેલાં વહેલાં મોટા થાય.

**સુંદરલાલ**—તું સમજતી નથી આપણે પ્રથમ ખાઈ તેનો ટ્રાય કરીએ પછી બાળકને ખાવા આપીએ.

**કમળા**—શું ટ્રાય કરવાનો છે. કોઇએ જાદુ કરી આપેલા છે કે તમો તેનો ટ્રાય કરો છો.

**સુંદરલાલ**—હજુ તું સમજતી નથી એટલે શું કહું.

**કમળા**—હું તો કયારીની સમજી છું. એમ કહોને કે મારો ખાવાનો મનસુબો છે એટલેજ આવા ખોટા દાખલાઓ આપો છો

સુંદરલાલે આ સાંભળી હસી દીધું, અને ફ્રુટમાંથી થોડું ઘણું પોતે લઇને બાકીનું સુંદરીને આપ્યું

જે સુંદરી લઇ પોતાના મેડે ચાલી ગઇ. અને એક સ્થળે તમામ ફ્રુટ મુકી પંખો ઉઘાડી જોવામાં મશગુલ થઇ.

---

## પ્રકરણ ૮ મું.

હાથી દાંતના સુંદર અને મનોહર પંખાને હાથમાં લઇ સુંદરી ચોતરફથી જોવા લાગી. અને કહેવા લાગી. આ પંખો કેવી ખુબીથી બનાવ્યો છે. તેમ તે પંખાનો વાપરનાર કેવો રસીલો છે.

સુંદરીના મનમાં હવે તરેહ તરેહના વિચાર આવવા લાગ્યા તે એકદમ મનમાં બોલી શું મનોહર સૌભાગ્યે મને આ પંખો શાને માટે આપ્યો હશે. તેના મનમાં એમ આવ્યું હશે કે સુંદરીના મનમાં મારો પ્રેમ નહિ હોય તે પ્રેમ જોડાવાનેજ તેણે આ પંખો મને આપ્યો હશે કે શું ?

શું ? પંખાથી શીતળ પવન ખાઇ મનને શાન્ત કરવા પંખો આપ્યો હશે.

શું ? પંખાની ખુબી જોવા આપ્યો હશે કે કેમ આ પંખો જેવો રંગીલો છે, તેવો હું પણ રંગીલો છું. એવું જણાવવા આપ્યું હશે કે કેમ.

સૌભાગ્યચંદ આ પંખો અને ફુરટ મારા વાસ્તે લઇ મને જોવાની ખાતર અહિ આવેલા જણાયા હતા કે શું. તેમને આવતા જોઇ તેમના નેણના ભાવથી જણાઇ આવતું હતું કે આ મારા માટેજ આવેલ છે. અહા હું નહિ ગઇ તેથીજ આવ્યો હશે. મારો પ્રેમ તેને સજ્જડ ચોટયો છે કે શું. જો એમ હોય તો હે પ્રભુ તેને ખોલવવાની ખુબી તારા હાથમાંજ છે.

ઉપર પ્રમાણેનો વિચાર કરે છે કે તેની માએ તેને જમવાને માટે બોલાવી, તેથી તે નીચે ઉતરી અને જમવા બેઠી.

સુંદરી જમવા બેઠી પણ તેણે મન ભરી ખાધું નહિ. તે જોઇ તેની મા કમળા બોલી. કેમ બેન આજે ખાધું નહિ.

સુંદરી બોલી કાંઈ નહિ માતુશ્રી આજે મારૂ માથું ચડયું છે તેથી મને કાંઇ ગમતું નથી.

**કમળા**—શેનાથી ચડયું છે બેન,

**સુંદરી**—મને કાંઇ સમજ પડતી નથી.

**કમળા**—લાય તને પેલો પીપરમેંટનો અરક ચોપડી આપું.

**સુંદરી**—હાલ આપ જમી લો પછી ચોપડી આપજો.

કમળા જમી રહયા પછી સુંદરીને પીપરમેંટનો અરક ચોપડી પાડોસીના ઘરમાં બેસવા સારૂ ગઇ.

હવે સુંદરી એકલી ઘરમાં હતી, તે વિચાર કરવા લાગી, સૌભા-

ગ્ય શું તું મને ચહાય છે. જો મને તું ખરા પ્રેમથી ચહાતો હોય તો હું કાલે જન્માષ્ટમી હોવાથી મહાદેવના દહેરે ગરબા ગાવા જઈશ માટે ત્યાં આવી મને એકાંતમાં મળી મારા પીગળી ગએલ આત્માને શાન્તી આપજે.

અરે ? આ હું કોને કહું છું કયાં છે સૌભાગ્ય તે મારા પ્રાણના આધારને શું ખબર કે કાલે પ્રેમ. ગરબા ગાવાને જશે, પણ ચાલ હું તેને એક પત્ર લખી ખબર આપુ. એવો વિચાર કરીને પત્ર લખવા બેઠી પણ તેણે લખેલ પત્ર તો હજી તેના પાસેજ છે એવું યાદ આવવાથી તેણે કામ કરવું બંધ કર્યું.

રખેને હું કદાપી તેને પત્ર લખું અને તે મારા પીતાશ્રીને કહી દે માટે હાલ તો તેમનાજ દીલનો ભાવાર્થ લેવામાં સાર છે. એવો વિચાર કરી તે પોતાની માતુશ્રી જ્યાં બેઠી છે ત્યાં માને કહેવા લાગી કે મા, ઓ મા, હું મારા મામા વીઠલદાસને ત્યાં જાવું છું.

કમળાએ કહ્યું વહેલી આવજે.

બહુ સારૂ કહી સુંદરી તેના મામાને ઘેર ગઈ. પ્રીય વાંચનાર સુંદરી તેના મામાને ઘેર ગઈ તેનું કારણ એજ કે તેના મામાનું ઘર શેઠ ચમનલાલની પોળમાંજ હતું, તેથી તેણે એવો વિચાર કર્યો કે કદાપી સૌભાગ્યચંદ એકલા હશે તો આ મારો લખેલ પત્ર તેમને આપીશ જો કદાપી તેના મનમાં મારો પ્રેમ હશે તો તે પત્રવાંચી તરત મને તેનો જવાબ લખશે. એવો વિચાર થવાથીજ તે તેના મામાને ઘેર ગઈ હતી વીઠલદાસના ઘેર જવાનો માર્ગ શેઠ ચમનલાલના ડેલા આગળ થઈને હતો, તેથી સુંદરી ત્યાં થઇને જવા લાગી કે તરત સૌભાગ્ય આ વખતે જમી બહાર ખુરસી ઉપર ન્યુસપેપર વાંચતો બેઠો છે તેણે સુંદરીને જોઇ. તે જોતાંજ હાથમાં ન્યુસ લઈ તે બહાર આ-

વ્યો કે સુંદરીએ આજુ બાજુ કોઇ નથી એવું જોઈ એકદમ પોતાની પાસે લખેલ પત્ર હતો તે જમીન ઉપર નાખી પોતાના મામાના મકાને ચાલી ગઇ.

કાગળ પૃથ્વી ઉપર પડતાંજ સૌભાગ્યચંદે જોયો. પણ તે લેવા ન લિ જતાં તેતો સુંદરી જતી હતી તે તરફજ જોઇ રહયો જ્યારે આંખો આગળથી જણાતી દુર થઇ. ત્યારેજ પત્ર લેવાને સારૂ આગળ વધ્યો. પત્ર લઇ પોતાના દીવાનખાનામાં ગયો.

સુંદરી કાગળ સૌભાગ્યચંદને હાથો હાથ પત્ર મળ્યો સમજી હરખાતી મામાને ઘેર જઇ પોતાની મામીને બોલાવવા લાગી.

" આવો સુંદરબાઇ તેની મામીએ કહ્યું.

" હા આવી તો ખરી સુંદરી બોલી.

" આજે આવવાની ભલી નવરાસ મળી, તેની મામી બોલી.

" ઘણા દીવસથી આવવાનો વિચાર કરતી હતી પણ કંઇ અવાતુંજ નહોતું. પણ કાલે જન્માષ્ટમી છે. તેથી ગરબા ગાવા જવું છે એવો વિચાર થવાથી મનમાં આવ્યું કે ચાલો મામીને કહી આવું તેથી આવી સુંદરીએ હસીને કહ્યું. "

" હાજ તો કામ હતું તો આવ્યા નહિ તો કયાંથી આવો બેન. તેની મામીએ કહ્યું.

" કામ ઉપર શું આધાર હજાર વખત આવીએ સુંદરીએ કહ્યું

" મેં તો આજેજ જોયા. કે એક વખત તમારી માતુશ્રી સાથે આવ્યા હતા. તેની મામીએ કહ્યું.

ચાલો હવે હું રોજ આવીશ, સુંદરીએ કહ્યું.

કહેતા કરતાં કરવું બહુ કઠણ હોય છે. આવવાનું કહો છો પણ કયે દિવસે આવ્યા તેની મામીએ કહ્યું.

હવે રોજ આવવા વિચાર રાખીશ સુંદરીએ કહ્યું.

બહુસારૂં જણાશે,

બોલો, ત્યારે તમો કાલે કેટલા વાગે મારે ઘેર આવશો સુંદરીએ કહ્યું,

આમ કેમ બોલો છો, જવું તો આ તરફ છે માટે મને અવળી શું કરવા બોલાવો છો, તમેજ તમારી સાહેલીઓ સાથે અહિં આવજો એટલે આપણે બંન્ને અહિંથી સાથેજ જઇશું. તેની મામીએ કહ્યું.

સારૂ ત્યારે એમ કરીશ પણ કેટલા વાગે આવું સુંદરીએ કહ્યું

એમાં મને શું પુછોછો. કાલ સાંજરે ચારેક વાગે આવજે, એટલે આપણને રમવાહેં પણ ઠીક પડશે તેની મામીએ કહ્યું.

બહુ સારૂ હવે હું જાવું છું સુંદરી બોલી.

બસ એટલામાં આવ્યા શું અને જાવો છો શું.

મામી જુવોને મારે હજુ લેશન કરવાનું છે

કાલે તો નિશાળે જવું નથી. રજા છે એટલે ઘણુંએ લેશન થશે તેની મામીએ કહ્યું

તે વાત તો ખરી પણ આજથી તૈયાર કરી રાખ્યુ હોય તો કાલે આપણને રમવા જવાને સુગમ પડે સુંદરીએ કહ્યું.

એમ કહી સુંદરી પોતાને ઘેર જવા સારૂ ઉભી થઇ. તેને ઉભી થયેલી જોઇ તેની મામી બોલી કે કાલે જરૂર આવજે હું રાતરે તારા મામાને પુછી રજા લઇ લેઇશ.

બહુ સારૂ હું કાલે જરૂર આવીશ એમ કહી સુંદરી એકદમ પોતાના ઘર તરફ જવાને રવાને થઇ

---

# પ્રકરણ ૯ મું.

ચારે બાજુએ ભાત, ભાતના સુશોભીત તખ્તા ટાંગી દીધાછે. રંગ બેરંગી આયનાઓથી દિવાલો શોભી રહી છે. એક બાજુએ ટેબલ ખુરશી ગોઠવી દીધા છે. ત્યારે બીજી બાજુએ લાયબ્રેરીના પુસ્તકોનો કબાટ આવી રહયો છે. આવા રમણીક દિવાનખાનાની અંદર આપણા નાયક સૌભાગ્યચંદ એક ખુરસી ઉપર બેઠાબેઠા કાગળ વાંચે છે.

પ્રીય વાંચનાર આ કયો કાગળ હશે ? પેલી રમણકાન્તી સુંદરીનો લખેલોજ હતો.

અહા! શું, તેની લખવાની છટા છે, કેવા મોતી સમાન તેના અક્ષર છે તેના એક એક અક્ષરનો ગુણ કરવા મારી હીમત આવતી નથી, શું મનહર મોહીનીને મારો પ્રેમ વળગ્યો છે, આ કાગળથી સીદ્ધ થાય છે, કે તેને મારો સંપૂર્ણ પ્રેમ વળગ્યો છે.

વહાલી, સુંદરી, રસિલી, સુંદરી, રંગીલી, સુંદરી અરે તારા વહાલા પ્રેમી પ્યારાને વશ કરનારી સુંદરી.

તહારા પ્રેમ કટાક્ષથી હું વિંધાઈ ગયો છું, તારા મોહક ચહેરાથી હું લોભાઇ ગયો છું, તારા ગુલાબી ગોટા જેવામાં મોહી રહયો છું તારા ચુસ્ત પોશાકપર અંજાઇ ગયો છું વહાલી તેં પ્રેમથી આ રસીયાને યાદ કરી પત્ર લખી આભારી કર્યો છે. તે માટે હું તારો આભારી થયોછું. વાહલી તારો પ્રેમ આ કોમળ હૃદયમાંથી વીસરતો નથી, તારો જે પ્રેમ તેં તારા નેણથી મને બતાવ્યો છે, તેવીજ રીતે આ તાર ઉપર ફીદા થયેલ સૌભાગ્યને દેખાડતી રહેજે, જેથી મારો આત્મા શાંન્ત રહે.

આ પ્રમાણે વિચાર કરતાં તેને યાદ આવ્યું કે લાવો ત્યારે હું પણ તે રસીલીને એક પત્ર લખી મારા જીવનો ભાવાર્થ જણાવું, કહા

પી. તે મારા પ્રેમની ખાતરજ અત્રે આવેલ જણાય છે. એમ વિચાર કરી ખુરસી ઉપરથી ઉઠી ટેબલ પાસે જઇને બેઠો અને કાગળ લખવા લાગ્યો,

મારાં પ્રાણથી વહાલી, સુંદરી

તારો પ્રેમી પત્ર મળ્યો વાંચી હૃદય વ્યાકુળ થયો છે, જે પ્રમાણે પત્ર લખી પ્રેમ દેખાડયો છે, તેજ પ્રમાણે એક વખત એકાંન્ત સ્થળે મળી તારા મીઠા અને મધુર વાક્યોથી હૃદય શાંન્ત કરજે કાલે જન્મ અષ્ટમીનો દિવસ હોવાથી કદાચ તું મહાદેવના દહેરે ગરબા ગાવા જઇશ. હું તે તરફ આવનાર છું તો તારા પ્રેમી અને નાજુક મુખારવીંદના દરશન આપજે એજ.

લી. તારા પ્રેમના સાગરમાં ડુબેલા
સૌભાગ્યની સલામ.

ઉપર પ્રમાણે પત્ર લખી તેણે વાંચી જોયો અને પછી તેને બંધ કરી વિચાર કરવા લાગ્યો. કે પત્રતો લખ્યો હવે આપવો કેવી રીતે આ પ્રમાણે વિચાર કરે છે એવામાં તેને એક યુકિત યાદ આવી તેથી તે એકદમ ઉભો થયો અને બહાર ડેલા આગળ આવ્યો.

પ્રીય વાંચનાર કઈ યુકત યાદ આવી હશે. તે તમે સમજ્યા હશો અથવા હું કહુ તેના મનમાં એમ આવ્યું કે રખેને આ પત્ર આપી તે લેના વીઠલદાસ મામાને ઘેર ગઇ છે ત્યાંથી પાછા ફરતાં વખતે કોઈ નહિ હશે, તો મને મારો પત્ર આપવાને કાંઇ પણ અડચણ જણાશે નહિ તેવો વિચાર કરી તે બહાર ડેલા આગળ આવી તેની રાહ જોતો બેઠો.

ઘણીવાર બેઠા પછી તે આવી નહિ. તેથી કહેવા લાગ્યો કે તે મને ફકત કાગળ આપવાજ આવી હશે, હવે મારે મારો પત્ર કેવી રીતે તેને મોકલવો, હું પંડે આપવા જાઉં. ઠીક નહિ. તે કામ મારા-

થી કેમ થાય અને તેને ઘેર કેમ જવાબ વખતે તેની માના મનમાં એમ આવે કે સવારે આવ્યા હતા અને અત્યારે પાછા સૌભાગ્યચંદ કેમ આવ્યા હશે, એવું આવી કદાપી સુંદરી સારૂ આવે છે કે કેમ એવો વહેમ આવે તો ઠીક નહિ આવો વિચાર થવાથી તેણે ઘેર-જવાનું બંધ રાખ્યું.

પછી તે બહારથી પોતાના દિવાનખાનામાં ગયો. અને એક આરામચેર ઉપર જઇને પડયો. કાગળ કેવી રીતે મોકલવો કે તેના હૃદયમાં ઉકળેલો પ્રેમ શાન્ત થાય અને કાલે મહાદેવને દેહેરે ગરબા ગાવાની રજા તેની માતુશ્રી પાસેથી લઇ લેવા હિમત કરે.

આવો વિચાર કરે છે, તેવામાં તેના પીતાજી બહારથી આવ્યા અને તેને બોલાવ્યો.

" કેમ ભાઇ તારે મુંબાઇ આવવાનું છે કે નહિ. રજા લાવ્યો કે કેમ ? ચમનલાલે કહ્યું.

" ના મારો વિચાર હાલ આવવાનો નથી, કારણ જન્માઅષ્ટમી છે સૌભાગ્યચંદે કહ્યું.

" જન્માષ્ટમીનો મેળો મુંબાઇ જોવામાં નહિ આવે ચમનલાલ બોલ્યા.

" મેળા ઉપર શું આધાર છે. મેળા વાસ્તે હું નથી આવતો એમ નથી. પણ હવે મારી એકઝામેશન નજીક આવી છે. તેથી લેશન વીગેરેની તરફ ધ્યાન લગાડવા મારો વિચાર છે. તેથીજ આવવા મન હાલ ના પાડે છે. સૌભાગ્યે તેના પીતાને જણાવ્યું.

" પછી મારો વાંક કાઢીશ માં ? ચમનલાલ બોલ્યા.

" અમાં વાંક શાનો શાનો આપ તો મને કહોછો પછી આપનો દોષ કાઢવો હું ઉચીત સમજતો નથી સૌભાગ્યે કહ્યું.

" લે બોલ ત્યારે ? મુબાઇથી તારે કાંઇ મંગાવવું છે, ચમનલાલે કહ્યું.

" હા. ટ્રંકની પેટી એક આનાવાળી, તથા ચીનાઈ બ્રધર્સની ઉંચા મેકરની બલ્યુ રંગની કેપ તથા સારી ફેન્સી છત્રી, ચીનની બનાવટના હાથી દાંતના પંખા નંગ બે તથા નારંગી રંગનો સારો ઉંચી ફાસનનો મરીનો વાંર ૧૦ તે શીવાય આપની ધ્યાનમાં આવે તે લાવજો પણ આ મારી કહેલ વસ્તુઓ જરૂર લાવજો કારણ મારી પાસે નથી, સૌભાગ્યે તેના પીતાને કહ્યુ.

" બહુ સારૂ ચમનલાલ બોલ્યા.

પાંચ વાગવાનો વખત થયો, તેથી ચમનલાલ સ્ટેશને જવાને તૈયાર થયા. ચાકરે શેઠની સાથે લઇ જવાનો સામાન ગાડીમાં લાવી મુક્યો. પછી શેઠ તથા સૌભાગ્યચંદ બન્ને ગાડીમાં બેસી સ્ટેશને આવ્યા

ગાડી ઉપડવાને ૧૫ મીનીટ છે. મજુરને બોલાવી એકદમ સામાન પ્લાટફોર્મ પર લઇ ગયા, સૌભાગ્યચંદ ટીકીટ લેવા ગયો સેકન્ડ કલાશની ટીકીટ લાવી ચમનલાલને આપી તે લઈ ચમનલાલ પોતાનો સામાન મુકાવી સેકન્ડ ક્લાસના ડબામાં બેઠા.

" પાછા કયારે આવશો, સૌભાગ્યચંદ બોલ્યો.

" જો નકી તો ન કહી શકાય. પણ બનતા સુધી વહેલો આવવા પ્રયત્ન કરીશ. ચમનલાલે કહ્યું.

" મારી કહેલી ચીજો લાવવા ભુલશો નહિ. સૌભાગ્યચંદ બોલ્યો.

" મને યાદ રહી નથી, તું એક કાગળ ઉપર ઉતારી આપ ચમનલાલે કહ્યું.

આ સાંભળી સૌભાગ્યચંદે પોતાને મંગાવવાની બધી વસ્તુઓના નામ એક કાગળ ઉપર લખી પીતાજીને આપ્યો, તે લઇ ચમન-

લાલ બોલ્યા હવે મને યાદ રહેશે, અને નહિ તો મોઢે યાદ રહેતા નહિ અને તારો ઠપકો સાંભળવો પડત.

ગાર્ડે સીટી મારી ગાડી ઉપડવા લાગી. વહેલા પધારજો, કહી સૌભાગ્યચંદ ત્યાંથી પાછો ફર્યો.

રસ્તામાં ચાલતાં વિચાર થયો કે હવે પીતાજી ગયા છે. માટે ચાલ દુકાને જાવું અને મુનીમ સુંદરલાલને કહું કે કાલે જન્માષ્ટમી છે. માટે તમો તથા મારી કાકી વિગેરે આપણે ત્યાં જમજો, એવું કહીશ એટલે ઠીક થશે અને સુંદરી કાલે આપણે ત્યાંજ રહેશે. આવો વીચાર કરી તે દુકાને ગયો.

તેને આવતો જોઈ સુંદરલાલ બોલ્યા આવો ભાઈ, બાપાને મુકી આવ્યા.

હા કહી. સૌભાગ્યચંદ સુંદરલાલ પાસે બેઠા અને વાત ઉપર વાત કાઢતાં તે બોલ્યો.

"સુંદરલાલ તમો તથા કાકી વીગેરે જન્માષ્ટમીનો દિવસ હોવાથી આપણે ત્યાં જમજો."

"આપનુંજ ખાઈએ છીએ સાહેબ સુંદરલાલે કહ્યું."

"કાલે જન્માષ્ટમી છે. તેમ પીતાજી નથી માટે આપણને ઠીક પડશે. સૌભાગ્ય બોલ્યો.

'કાલે ટાંકણાનો દિવસ માટે બધાને ઘેર ટાંકણું હોશ છે. આપનો વિચાર હશે તો પછી કોઈ દિવસ આવીશું. સુંદરલાલ બોલ્યો.'

'આપણે તો રોજ ટાંકણાજ છે. પણ કાલે તો તમો જરૂર આવજો. હું અહિથી જઈ મારી માતુશ્રીને કહીશ સૌભાગ્યચંદ બોલ્યો.'

'આપ હાલ જમવાનું જવા દો. તમારા લગ્ન થાય ત્યારે જમાડજોને કેટલા દિવસ જમાડશો સુંદરલાલ બોલ્યા.

'તે વખતની વાત તે વખતે અમણાની કહોને સાૈભાગ્ય-ચંદે કહ્યું.'

'આપ નથી માનતા માટે આવીશુ. સુંદરલાલ બોલ્યા.

આ પ્રમાણે સુંદરલાલનું બોલવું સાંભળી સૌભાગ્યચંદ હરખાતો હરખાતો પોતાને ઘેર ગયો. અને પોતાની માતુશ્રીને બધી હકીકત કહી.

તેની મા બહુજ સરળ અને સારા સ્વભાવની હતી. તેને ત્યાં કોઈ પણ આવતું તો તે બહુજ ખુશી થતી તેથી કાલે સુંદરલાલ તથા તેની સ્ત્રી આવવાની છે તેથી તે હરખથી સમાઇ નહિ.

---

## પ્રકરણ ૧૦ મું.

સાત વાગ્યા સુંદરલાલ દુકાનેથી ઘેર આવવા રવાને થયા રસ્તે ચાલતાં ચાલતાં વીઠલદાસ ભેગા થયા તેમણે કહ્યું. સુંદરલાલ કાલે મેળામાં જવાનો વિચાર છે કે કેમ.

" કાલે તો અમારા નાના શેઠ સાૈભાગ્યચંદને ત્યાં જવું છે તેથી તે જશે તો આપણે પણ આવીશું સુંદરલાલે કહ્યું."

" કેમ કાલે શેઠને ત્યાં શું છે, શેઠ તો આજે મુંબાઇ જવાના હતા ને વીઠલદાસ બોલ્યા.

" શેઠ તો પાંચ વાગ્યાની ટ્રેનમાં મુંબઈ થયા પણ સાૈભાગ્યચંદ કહે કે કાકા કાલે આપણે ઘેર જમજો. સુંદરલાલે કહ્યું."

" તમો પણ ભલા માણસ છો તહેવારને દિવસે કોઇને ત્યાં જવાય વીઠલદાસ બોલ્યો.

" ભાઇ એ તો હું પણ જાણું છું, પણ સાૈભાગ્યચંદ માને તેવો ક્યાં છે. સુંદરલાલે કહ્યું."

ઉપર પ્રમાણે વાતો કરતાં કરતાં વીઠલદાસે પોતાની પોળ આવવાથી પોતાને ઘેર ગયો. અને સુંદરલાલ એકલો વિચાર કરતો ઘેર આવ્યો.

" આજે આટલા મોડા કેમ આવ્યા સુંદરીએ પોતાના પીતાને કહ્યું. "

" બહેન, શેઠ મુંબાઇ ગયા તેથી હીસાબ બધો નકી કરવાનો હતો તેથી વાર થઇ. સુંદરલાલે કહ્યું.

" કાલે તો જન્માઅષ્ટમી છે, તેથી હું છોકરીઓ સાથે મહાદેવના દેહેરે ગરબા ગાવા જાઉ. સુંદરીએ પોતાના પીતાને કહ્યું.

" કાલે તો આપણે શેઠને ઘેર જમવા જવાનું છે માટે બેન કાલે તો નહિ જવાય સુંદરલાલ બોલ્યો."

" શેઠને ત્યાં જમવા જવાનું છે તો શું થયું, બધો દિવસ તો ત્યાં નહિ રહીએ. સુંદરી બોલી.

બાપ દીકરી વાતો કરે છે. એવામાં સુંદરીની મા કમળા બહાર ગઇ હતી તે આવી તેને આવતી જોઇ સુંદરી બોલી મા, કાલે આપણે શેઠને ત્યાં જમવા જવાનું છે.

" કાલે શું છે શેઠને ત્યાં, કમળા બોલી.

" કોણ જાણે પણ મારા બાપ કહે છે કે આપણે કાલે સેઠને ઘેર જમવાનું છે સુંદરી બોલી.

" તારા બાપા નવરા છે, એટલે લોકોને ત્યાં જમવા દોડતા ફરે છે, કમળા બોલી.

અમણા સુધી સુંદરલાલ જે સાંભળ્યા કરતો હતો તે બોલ્યો છોકરી સામે શું બોલે છે, મને કહેને. કાલે જન્માઅષ્ટમી છે તેથી સૌભાગ્યચંદ કહે આપણે ત્યાં જમજો. મેં બહુ કહ્યું પણ તેણે

માન્યું નહિ. અને કહેવા લાગ્યો મારી માએ કહ્યું છે માટે તું કાલે સવારે નવ વાગે શેઠને ત્યાં સુંદરીને લઇ જજે.

"હું કાંઇ મોટે દહાડે કોઇને ત્યાં જતી નથી. તમારે જવું હોય તો જજો કમળા બોલી.

"લે હવે છાની રહે, કાંઇ ગયા વગર ચાલે સુંદરલાલ બોલ્યો.

"મેં સૌભાગ્યચંદને ઘણુંએ કહ્યુ પણ તેણે માન્યુંજ નહિ. અને સોગનો દઈ દઇને કહ્યું કે જો નહિ આવો તો હું તમારાથી બોલીશ નહિ. સુંદરલાલે કહ્યું.

સારૂ તારે જઇશું એવું કહી કમળા ભાણું પીરસવા લાગી.

વાળુ કર્યા પછી સુંદરલાલ તથા કમળા બેઠાં બેઠાં સુંદરીના લગ્નની વાતો કરવા લાગ્યાં. એવામાં કમળાના ભાઇ વીઠલદાસ આવ્યા, તે મળી ત્રણે જણે આ વાત ઉપાડી.

**સુંદરલાલ**—વીઠલદાસ હવે આપણી સુંદરી મોટી થઇ. તેના લગ્નની ફીકર મને થઇ છે.

**વીઠલદાસ**—હા એ વાત તો ખરી હવે ક્યાં સુધી એને આપણાથી રાખી મુકાય.

**કમળા**—ભાઇ છોકરીની જાત તેને હવે કોઇ સાથ વાત કરવા પણ મુકાય નહિ આજ કાલનો સંસાર બહુજ [illegible] છે જ્યાં શોભતી જવાની હોય, ત્યાં ફાડ ઘાલીએ છે માટે મારે તો હવે તેના લગ્ન કરીજ દેવાં જોઇએ.

**વીઠલદાસ**—બેન કમળા તેં આ બાબતનો વિચાર ઉઠાવ્યો છે પણ કોઇ ઠેકાણે વરની તપાસ કરી છે.

**સુંદરલાલ**—મારો વિચાર તો પેલા કપુરચંદના છોકરા ચમનલાલ સાથે કરવાનો છે. કારણ તે છોકરો હુશીઆર તેમ ચાલાક છે.

તેમ હાલમાં પાંચમું ધોરણ અંગ્રેજી ભણે છે, માટે મને તો તે ઠીક લાગે છે.

**કમળા**—બળશેરે ચમનીયો મારો રોયો દારૂડિયાની સોબતો કરતો ફરે છે. એના સાથે કરવા મારો વિચાર નથી.

**સુંદરલાલ**—ત્યારે તારો વિચાર શું કોઇ રાજાના છોકરા સાથે કરવાનો છે કે શું.

**કમળા**—પેલો મોહનલાલનો કપુરચંદ મને તો ઠીક લાગે છે.

**વીઠલદાસ**—ના, ના મને તો તે ઠીક નથી લાગતો કયાં સુંદરી અને કયાં કપુરચંદ. એતો લાકડે માકડુ જોડવા જેવો ઘાટ થાય, માટે આપણો વિચાર તો બિલકુલ નથી પછી તમારી મરજી.

**સુંદરલાલ**—ભલેને તમારી બેન ગમે તે વિચાર કરે, પણ આપણે તો પેલા કપુરચંદના છોકરા સાથેજ કરવાનો છે.

ઉપર પ્રમાણે વાતો કરતા હતા તેવામાં વીઠલદાસ ઉઠી ઘેર ગયા અને આ પતી પત્ની સુઇ રહ્યાં.

સવારે સુંદરી વહેલી ઉઠી હાથ મોં ધોઇ મેડે જઇ એકાંતમાં બેસી અને પોતાના મન સાથે વિચાર કરવા લાગી.

હું આજે બપોરે જે કાગળ આપી આવી હતી. તે કાગળ વાંચીનેજ મારા પ્રેમી સૌભાગ્યચંદે મારા બાપાને આગ્રહ કરી અમોને બોલાવ્યા હશે. કે કેમ. હા એમજ હશે. જો એમ તેમના મનમાં ન હોત તો મારા બાપાને આટલો આગ્રહ તે કદાપી કરતા નહિ.

આજે તેમના ઘેર જઇશું પણ મારી મા સાથે હશે તેથી તેમના દરશનનોજ લાભ મળશે વાત કરવાનો વખત મળશે નહિ. ચાલો જેવી પ્રભુની મરજી તેમના દરશન કરીને તો જીવને શાંત કરીશ, આમ વિચારમાં તે બેઠી છે. એવામાં તેની માએ હાક મારી.

---

# પ્રકરણ ૧૧ મું.

આજે સુંદરલાલ તથા તેમની સ્ત્રી જમવા આવવાના છે. તેથી સૌભાગ્યચંદે પોતાની માતુશ્રીને કહ્યું કે બા આજે ખાવાનું ઠીક રંધાવશો.

તેની બા બોલી બહુજ સારૂ ભાઇ.

આ પ્રમાણે કહી સૌભાગ્યચંદ પોતાના દિવાનખાનામાં ગયો અને પલંગ ઉપર બેશી વિચાર કરવા લાગ્યો.

અહી આજે રસીલી, રંગીલી, છબીલી મનોહર પ્યારી મારે ત્યાં આવશે. તેથી આજે તેના માટે મારે કાંઇ પણ તેયાર કરવું જોઇએ એવામાં તેને યાદ આવ્યું કે, ચાલો હું પેલા છબીલદાસની પાસે જાવું અને બનેતો તેનું હારમોનીયન અથવા ફોનોગ્રાફ લઇ આવું અને તે વગાડી મારા પ્રેમના મનગમતા પ્રેમીને સંભળાવું.

આ પ્રમાણે વિચાર કરીને છબીલદાસને ઘેર ગયો. આ વખતે છબીલદાસ પોતાના પીતા સાથે બહાર ફરવા જતો હતો. એવામાં સૌભાગ્યચંદને જોઇ પીતા સાથે નહિ જતાં પોતે સૌભાગ્યંચંદને સાથે લઇ પોતાના ખાનગી રૂમમાં ગયો.

આજે આપને નવરાશ મળી તે જોઇ હુ ખુશી થયો છું છબીલદાસે કહ્યું.

તમોએ મીત્રને છોડી દીધો મારાથી કેમ છોડાય. આવવું કે ન આવવું તેનાથી મીત્રતાઈ જણાતી નથી સૌભાગ્યે કહ્યું.

બહુજ મોટી મહેરબાની કરી જે આજે આપે આ સેવકને ઘેર પધારીને સેવકને આભારી કર્યો. છબીલદાસ બોલ્યો.

એમાં આભારી કરવાનું કંઇ કારણ નથી કારણ મીત્રની ફરજ છે કે નવરાશની વખતે પોતાના મીત્રની પાસે જવું. સૌભાગ્યચંદ કહ્યું.

હવે તો બહુ બોલતા જણાવ છો. છબીલદાસે કહ્યું.

એમાં બોલતા શીખવાનું શું છે મારૂં કહેવું ખોટુ હોય તો મને પાછું આપો. સૌભાગ્ય બોલ્યો.

કાંઇ નહિ તમારૂં બોલવું ખોટુ છે, એમ મારાથી કેમ કહેવાય આપ ભલે કહો છબીલદાસે હસીને કહ્યું.

લો હવે આડી અવળી વાત જવા દઇને આજે જન્માઅષ્ટમીના મેળામાં આવવું છે કે કેમ સૌભાગ્યચંદે કહ્યું.

તમો તમારા પીતા સાથે જશો એટલે આપણે બંનેને કયાં ફાવશે છબીલદાસે કહયું.

મારા પીતા કાલ સાંજના ટેમમાં મુંબાઇ ગયા છે માટે હું એકલો છું તેથીજ તમોને કહેવા આવ્યો છું માટે મારૂં કહ્યું માનશો કે નહિ સૌભાગ્યે કહ્યું.

કેમ નહિ તમારૂં કહેવું પ્રથમ માનીશ. ચાર વાગે હું ગાડી લઇ આપને ત્યાં આવું અગર તમો મારે ત્યાં પધારશો. છબીલદાસે કહ્યું.

તમોજ તે તરફ આવજોને સૌભાગ્યચંદે કહ્યું.

છબીલદાસે કહ્યું બહુજ સારૂ બોલો બીજો શો હુકમ છે. મારા લાયક કામકાજ ફરમાવો.

સોભાગ્યચંદ બોલ્યો બીજો કાંઇ હુકમ નથી ફકત આપનો ફોનોગ્રાફ કયાં છે.

કેમ શું કામ છે. આ તમારા પછાડી રહ્યો. છબીલદાસે કહ્યું

મારે આજે લઇ જવો છે સૌભાગ્ય બોલ્યો

બહુજ ખુશીની વાત છે. સુખેથી લઇ જાવો એમ કહી છબીલદાસે નોકરને બોલાવ્યો.

નોકર હાજર થયો કે તેની સાથે સૌભાગ્યે સારા સારા એક ડજન ગાયનો તથા ફોનોગ્રાફ પોતાના મકાને મોકલ્યાં.

ઉપર પ્રમાણે ફોનોગ્રાફ વિગેરે ઘેર મોકલાવી છબીલદાસની રજા લેઈ તેમ તેને ચાર વાગે આવવાનું કહી સૌભાગ્યચંદ ઘેર આવ્યો.

ઘેર આવ્યો ત્યારે સુંદરલાલ આવેલા છે પણ તેમની સ્ત્રી કે સુંદરી કોઇ આવેલું જણાતું નથી તેથી તેણે પુછયું સુંદરલાલકાકા મારી કમળા કાકી કયાં છે.

હમણાં આવશે સુંદરલાલ બોલ્યો.

આવો, અહિં આવો સૌભાગ્યે સુંદરલાલને કહ્યું તેથી સુંદરલાલ તેની સાથે તેના દિવાનખાનામાં ગયો.

ફોનોગ્રાફ જોઇ સુંદરલાલ બોલ્યો ભાઇ આ વાજુ કોનુ છે.

મારા મીત્ર છબીલદાસનું છે આજે મેં ધાર્યું કે સુંદરલાલકાકા તથા કમળા કાકીને સંભળાવવું જોઇએ તેથી હું છબીલદાસને ત્યાંથી લઈ આવ્યો.

મેંતો ઘણી વખત બાપા સાથે મુંબાઈમાં સાંભળ્યા છે. પણ તમારી કાકીએ સાંભળ્યા નથી માટે તેમને સંભળાવજો. સુંદરલાલ બોલ્યા

બહુ સારૂ કહી સૌભાગ્યચંદે વાજુ ઉઘાડયું અને તેને વગાડી. જોયું સારી પેઠે વાગે છે કે નહી તે તપાસી પાછુ બરાબર બંધ કરી સુંદરલાલ સાથે વાતો કરવા લાગ્યો.

સુંદરલાલ અને સૌભાગ્યચંદ બંને વાતો કરે છે તેવામાં સુંદરી તથા તેની મા કમળા આવ્યાં કમળાને આવતા જોઇ સૌભાગ્યચંદ બોલ્યો કેમ કાકી આટલા મોડ! આવ્યા શું જમીને આવ્યા કે.

ના ભાઇ આવતાજ હતાં આ સુંદરી તેમની સાહેલીઓને ત્યાં ગઇ હતી. તેથી વાર થઇ કમળા બોલી.

અમારે ત્યાં તો ક્યાંથી વહેલું અવાય સોભાગ્ય બોલ્યો.

કેમ નહિ સૌ પહેલાં અહિ દોડીને આવીએ કમળાએ કહ્યું

જુઓને આજે કેવાં દોડીને આવ્યા છેક બાર વાગે આવ્યાં અને કહો છો કે વહેલાં આવીએ સોભાગ્ય બોલ્યો.

હવે તમારા લગનમાં વહેલાં આવીશું કમળા હશીને બોલી.

આ વાત થતી હતી તે વખતે સૌભાગ્યચંદની મા ઓરડામાં હતાં તે બહાર આવ્યાં કમળાને જોઇ બોલ્યાં.

આવો કમળા ભાભી બહુજ વહેલાં આવ્યાં, હા શેઠાણી આવી તો ખરી કમળા બોલી.

"બા મને તો ભૂખ લાગી છે. ખાવાનું તૈયાર થયું કે નહિ સૌભાગ્યચંદ બોલ્યો.

" હા ભાઇ તૈયાર છે તું નાહિ લે તેની મા બોલી.

આ પ્રમાણે વાતો ચાલતી હતી. તે વખત સુંદરી નીચું મોં કરી બધી વાત સાંભળતી હતી. અને મનમાં પોતાના પ્રેમી સૌભાગ્યના રહી રહીને દરશન કરતી હતી. હમેશ કરતાં આજ તેનો ચહેરો હસતો અને રળીઆમણો લાગતો હતો.

રસોઇ તૈયાર થઇ ચાકરે પાટલા નાંખ્યા સૌ જમવાને ગયા. જમતાં જમતા સોભાગ્ય બોલ્યો.

" કેમ ! સુંદરકાકા આજે રસોઈ કેવી થઈ છે ' સોભાગ્યચંદે કહ્યું.

" ભાઈ રસોઇનું શું પુછવું. પંદરલાલ બોલ્યા.

" આપણે જમી રહી પછી પેલા ફોનોગ્રાફના ગાયન સાંભળીએ વારૂ બેઉએ નથી જાતના છે કે કેમ.

ઉપર પ્રમાણે વાતચીત કરતાં કરતાં સોભાગ્ય તથા સુંદરલાલ

જમી ઉઠયા. પછી કમળા તથા સુંદરી જમવા બેઠાં તેમના જમી રહ્યા પછી સોભાગ્યચંદે બહાર એક ટેબલ ઉપર ફોનોગ્રાફ ગોઠવ્યો. અને સાફ કરી ગાયન ચડાવવા લાગ્યો.

## પ્રકરણ ૧૨ મું.

સૌભાગ્યચંદ ફોનોગ્રાફ વગાડતો જાય છે. અને બોલતો જાય છે કેમ કમળાં કાકી તમોએ આવું બોલવાનું વાજું સાંભળ્યું હતું.

ના ભાઇ મેં મારા જન્મારામાં પણ આવું સાંભળ્યું નહોતું. કમળા બોલી.

આ વાજામાં કોણ બોલે છે કમળાને સુંદરીએ પુછ્યું.

મને પણ કાંઈ સમજણ પડતી નથી. કમળા બોલી.

ત્યારે આ કોણ બોલતુ હશે ? સુંદરી બોલી.

સુંદરીનું આવું બોલવું સાંભળી સોભાગ્યચંદે સુંદરલાલને કહ્યું કાકા આ ગાયન માણસ બોલે છે એટલે આ ચુડીઓમા ઉતરે છે. સોભાગ્યનું આ બોલવું ફકત સુંદરીને સંભળાવવા માટેજ હતું.

સોભાગ્યચંદ વાજુ વગાડે છે પણ તેનું ધ્યાન વાજા તરફ નથી પણ કમળા પાસે બેઠેલ સુંદરી તરફ છે,

સુંદરીનું ધ્યાન પણ વાજાના ગાયનો સાંભળવા તરફ નથી અને સોભાગ્યનો ચહેરો તેમની આંખો તેમ તેના જીભમાંથી નીકળતા મીઠા વેણ જોવા તરફ ચોટી રહ્યું છે. તેનું હૃદય સૌભાગ્યચંદથી વાતો કરવાનું થઇ રહ્યું છે.

અહા ! પ્રેમ તારી ગતી ન્યારી છે તું જે માણસને વળગ્યો કે પછી ગમે તે કામ કરવાને તું તેને હિમત કરવા દેતો નથી. અહા

પ્રભુએ તને કોણ જાણે શું કુદરત આપી છે કે તારા સાગરમાં જેણે પગ મુકયો તે ભાગ્યેજ બચવા પામે છે. અહા ! પ્રેમ તે પ્રેમજ છે.

પ્રેમે શું નથી કીધું આ સંસાર પ્રેમના તાબેજ છે

પ્રીય વાંચનાર જે પ્રમાણે સુંદરીને સૌભાગ્યનો પ્રેમ પીડા કરે છે. તેજ પ્રમાણે સોભાગ્યને સુંદરીનો પ્રેમ પીડા કરતો હશે તે વાંચક વર્ગની ધ્યાનમાંજ હશે.

ત્રણ વાગવાનો વખત થયો. સોભાગ્યે ફોનોગ્રાફ બંધ કર્યું અને એક ચાકરની સાથે છબીલદાસને ઘેર મોકલી કહેવડાવ્યું કે કેમ આવવાને વાર કેટલી છે.

ચાકર છબીલદાસને ઘેર ગયો અને તેમને વાજુ આપી પોતાના શેઠનો હુકમ સંભળાવ્યો છબીલદાસે કહ્યું હમણા અડધા કલાકમાં આવું છું તારા શેઠને કહેજે.

નોકરે આવી સૌભાગ્યને કહ્યું.

" જન્માષ્ટમીના મેળામાં ફરવા જવાનો વિચાર છે. સોભાગ્યચંદ બોલ્યો.

ઉપર પ્રમાણે વાત કરી સોભાગ્યચંદ લુગડાં પહેરવા પોતાના દિવાનખાનામાં ગયો તેને જતી વખતે સુંદરીના સામુ જોઈ નેણુના ઈસારાથી એવી સમજ પાડી કે તું મહાદેવે જજે હું ત્યાં મળીશ સોભાગ્યચંદના ગયા પછી થોડી વારે સુંદરી બોલી

માતુશ્રી હું હવે ચાર વાગ્યા એટલે મામાને ઘેર જાઉં અને મારી મામી સાથે મહાદેવના દહેરે ગરબા ગાવા જાવું.

આ સાંભળી તેની માએ કહ્યું જા વહેલી આવજે. માતુ આવું બોલવું સાંભળી સુંદરી એકદમ ઉભી થઈ અને પોતાના મામાને ઘેર ગઈ.

આવે સુંદરી બેન તેની મામીએ કહ્યું.

" હા, આવી તો ખરી સુંદરી બોલી. "

" આજે તો તમોએ બોલ પાળ્યો ખરો. તેની મામી બોલી.

" લો, હવે ક્યારે જઈશું સુંદરી બોલી.

" આવોને હું તો તૈયાર છું, તેની મામી બોલી.

એમ પ્રમાણે વાતો કરી સુંદરી મહાદેવના દહેરે ગરબા ગાવાને ગઈ.



## પ્રકરણ ૧૩ મું.

સૌભાગ્ય તથા છબીલદાસ બન્ને મેળામાં ફરી પાછા ફરતાં મહાદેવના દહેરા આગળ આવ્યા ત્યાં સુંદરી પોતાની માસી, તથા સાહેલીઓ સાથે ગરબાં ગાઈ રહી છે. એવામાં તેની નીધા ગાડીમાં બેઠેલા સોભાગ્યચંદ ઉપર પડવાથી તે એકદમ સરમાઇ અને ગરબા આવાનું મુકી એક કારણે પોતાની એક સાહેલી ચંચળને લઇ વાતો કરવા લાગી.

બેન તારા પછાડી હું ઝુરી, ઝુરીને મરૂ છું પણ તારો તો મેળાપજ નથી થતો, સુંદરી બોલી.

સુંદરી બેન હું શું કરૂ ઘરમાંથી મારી બા નીકળવાજ નથી દેતી તું જાણે છે તે કે તેનો મીજાજ કેવો છે. ચંચળે કહ્યું.

હોય બેન માબાપનું કહેવું શહન કરવુ જોઇએ. આજે તું આવીતો ખરી પણ આ સાથે લપ શું કરવા લાવી છે સુંદરી બોલી.

કઇ લપ ચંચળ બોલી.

આ તારી નાની બેન છે તે, સુંદરી બોલી.

ઉપર પ્રમાણે સુંદરી અને ચંચળ વાતો કરતાં હતા તે સૌભાગ્યચંદ ધ્યાન દઇને સાંભળતો હતો.

તેણે મનમાં વિચાર કર્યો. કે સુંદરીએ આ કહ્યું. તે બધુ મનેજ કહયું છે. હું આવ્યો પણ સાથે છબીલદાસને લાવ્યો તે ઠીક કર્યુ નહિ કારણ જો હું એકલો હોત તો તે મારાથી કાંઇ વાત પણ કરત હશે હવે પસ્તાવો કરવો ઠીક નથી એમ કહી સૌભાગ્યે ચંચળને બોલાવી

ચંચળ તેની પાસે આવી અને કહેવા લાગી. શું છે સાહેબ

ચંચળ કોણ હતી તેની ઓળખાણ કરાવવાની જરૂર તે કારણ આપણને હાલ ચંચળ સંબંધી કેટલાક કામની જરૂર છે. ચંચળ સોભાગ્યચંદના મામાની દીકરી છે અને તે તથા સુંદરી એક નિશાળમાં એક ધોરણમાં અભ્યાસ કરે છે. તેથી ચંચળથી આપણું કાર્ય સુધરશે એમ જાણી સોભાગ્યે તેને બોલાવી,

ચંચળ આવી એટલે સોભાગ્યચંદ બોલ્યો કેમ ગરબા ગાવાનું બંધ કર્યું હું આવ્યો તેમાં.

" ના, ના ભાઈ તમો આવ્યા તેમાં બંધ નથી કર્યું પણ ક્યારથી ગાતા હતા તેથી અમણા જરાક રહીને પાછાં રમીશું. ચંચળ બોલી."

ચંચળનું બોલવું સાંભનું સોભાગ્યચંદ બોલ્યો જાઓને એક ગરબો ગાવો કે જેથી હું પણ સાંભળું.

સોભાગ્યચંદનું આવું બોલવું સાંભળી ચંચળ સુંદરી પાસે ગઇ અને ગરબો ગાવાનું શરૂ કર્યું.

સારૂ સારૂ મુંબઇ શેહેર ( એ રાહ. )

ગરબો.

સાબર કાંઠે સોભે શેહેર સારૂરે,
રાજ બ્રિટીસનું ઘણું પ્યારૂરે,
માણેકચોક સોભા આપે સારીરે,
વસે લક્ષપતી શેઠ વડા વેપારીરે,
ગઈ જોવા કાજે મહેલ મારૂરે,
વળગ્યો પ્રેમ મને મનમાં તમારૂરે,
આવી દરશન આપો શ્યામ સુખથીરે.
કરવા મમ ઉપર પ્યાર મનથીરે.

હું તો ભોરી ભાળી તમને મળીશરે,
કેમ મુકી આવતા નથી રીશરે.
આ દાસી કહે છે વહેલા મળજો શ્યામરે
કાળજડુ ટાઢું પાડી રહેજો સુખધામરે.

સુંદરીનો ગરબો સાંભળી સોભાગ્યચંદ છક થઇ ગયો અને પોતાના મીત્ર છબીલદાસને કહેવા લાગ્યો.

" ભાઇ આ છબીલદાસ છોકરીનો કંઠ બહુજ મનને આનંદ આપનારો છે.

" તે કોની છોકરી છે છબીલદાસ બોલ્યો.

" મારા મુનીમ સુંદરલાલની છે સોભાગ્યચંદ બોલ્યો.

ઉપર પ્રમાણે સોભાગ્યચંદ તથા છબીલદાસ પોતાને ઘેર ગયા.

ખાનગી રૂમમાં બેઠા બેઠા સૌભાગ્યચંદ વિચાર કરવા લાગ્યો અહા, મનહર મોહિની તેં જે ચંચળને વાત કરી મને શીખામણુ આપી, પણ હું ભુલ્યો મેં નાદાની કરી કે છબીલદાસને સાથે લઇ આવ્યો નહિ તો રસીલી સુંદરી મારાથી વાત કરવાને ઇંતેજાર હતી તે કરતજ.

ચાલ જીવ તેણે વાત કરી નહિ તેથી શું થયું તેના મનનો પ્રેમ કયાં વાત કર્યા વગર રહેછે છે.

આ મારો લખેલો કાગળ તો તેને આપવાની ફુરસદ તેમ લાગ તો મળ્યોજ નહિ. ચાલો તેમાં શું થયું કાંઈ એવી ખાનગી વાત નહોતી ફકત મહાદેવના દહેરે બોલાવવાની હતી તે તો પોતે પોતાની મેળેજ આવી.

ત્યારે આ કાગળનું શું કામ છે. આ કાગળ ફાડી બીજો લખવો જોઇએ.

એમ કહી તે કાગળ લખવા બેઠો. કાગળ લખી રહી બહાર હિંચકા ઉપર જઈ બેઠો.

સાડાપાંચ વાગવાનો સમય થયો તેથી સુંદરી પોતાની મામી સાથે મહાદેવના દહેરેથી પાછી ફરી સૌભાગ્યચંદને ઘેર આવી. આ વખતે તેની બા કમળા તથા પાર્વતી બન્ને બેઠા બેઠા વાતોના તડાકા મારતા હતાજ સુંદરીની મા તેને જોઈ બોલી.

બેન ? શેઠાણી બા શું કહે છે તે તેં સાંભળ્યું.

ના. ના મેં નથી સાંભળ્યું કે પોતે શું કહે છે સુંદરી બોલી.

એમનું કહેવું એમ છે કે તમારી સુંદરીને મારે ત્યાં મુકી જાઓ તો તું અહિ રહીશ કમળા બોલી.

માનુ આવું બોલવું સાંભળી સુંદરી સસ્માઇ ગઈ અને કહેવા લાગી મને અહી મારી મા વિના ગમે નહિ સુંદરી બોલી.

ઉપર પ્રમાણે વાતો કરે છે. એવામાં સુંદરલાલ આવ્યા અને કમળાને કહ્યું કે ઘેર ચાલો મારે કાલે ગામ જવાનું છે આ સાંભળી કમળા તથા સુંદરી ઉઠયા અને ઘર તરફ જવાને રવાને થયા.

કમળા અને સુંદરીના જતી વખતે, સૌભાગ્યચંદ બોલ્યો.

કમળા કાકી હવે કયારે આવશો.

કાલે આવીશું ભાઇ કમળાએ જવાબ દીધો.

જરૂર આવશો કે નહિ તમે તો પેલે દિવશે પણ આવવાનું કહિ ગયા હતા. પણ આવ્યા નહિ સૌભાગ્યચંદ બોલ્યો.

ના, ના કાલે તો જરૂર આવીશ.

આ પ્રમાણે સૌભાગ્યચંદ કમળા સાથે વાતો કરતો હતો તે વખતે સુંદરી પગથીઆં ઉતરી બાજુ ઉપર ઉભી હતી. તેનો ... ...

સૌભાગ્યચંદે લખેલ કાગળ તેના પગ ઉપર નાખ્યો. કાગળને પડેલો જોઇ તેણે વાંકા વળી ઉપાડી લીધો.

પછી કમળા તથા સુંદરી પોતાને ઘેર ગયાં.

---

## પ્રકરણ ૧૪ મું.

કમળા તથા સુંદરી ઘેર ગયાં. ઘેર ગયા પછી કમળા પોતાના ઘર કામમાં ગુંથાઈ અને સુંદરી પોતાના ભણવાનું પાકીટ લઈ મેડે ગઇ અને એકાન્ત સ્થળે બેઠી.

કાગળ ઉઘાડી જોયો. અને કહેવા લાગી અહા કેવા સુંદર મોતી સમાન અક્ષર છે. ઓહો લખ્યું તો કાંઈ વધારે છેને શું કાંઈ વારતા લખી છે કે નોવેલ. હશે વાંચવાથી સરવે હાલ જણાશે એમ કહી વાંચવા લાગી.

મનોહર પ્યારી ! જ્યારથી તારા દરશન થયાં છે. ત્યારથી આ સોભાગ્ય પોતાનું ભાન ભુલી ગયો છે. તારા કાલના ગરબાએ તેમ મંચળ સાથે થએલ વાતચીતના ભણકારાએ મારૂ હૃદય કોરી નાખ્યું છે. હવે કોરી નાખેલા હૃદયનો મલમ તારી પાસેજ છે. તો મહેરબાની કરી તારા પ્રેમના તરસ્યા સોભાગ્યને તારો રમણીય ચહેરો ફરી દેખાડી એક વખત વાત ચીત કરી સાંન્ત કરજે એજ.

લી. તારા પ્રેમનો વિયોગી

સોભાગ્ય.

આ કાગળ વાંચતાંજ સુંદરીના રગે રગમાં આનંદનો પ્રવાહ વહેવા લાગ્યો તે બોલી.

મારા રંગીલા સ્યામ શું ? તુ મને ચહાય છેજ જો તું મને ચાહાતો હોયજ તો આ દાસી સદાને માટે તારી તાબેદાર થઇ ચુકી છે,,

તે તું નક્કી ખાત્રી પુરવક સમજજે આ પૃથ્વી રસાતાળ જાય ચંદ્ર તારા સૂર્ય પશ્ચિમ છોડી પૂર્વમાં આથમે તોપણ આ સુંદરી તારા વિના બીજાને વરનાર નથી. છે નથીજ.

અરે આ હું કોને સંભળાવું છું. શું અત્યારે સૌભાગ્ય સાંભળતો હશે? નહિ નહિ તે ક્યાંથી સાંભળતો હોય કોણ જાણે મારો રંગીલો, છબીલો રસીલો, મનોહર પ્રેમનો રસીયો ક્યાં હશે.

ચાલ જીવ જે પ્રમાણે તેણે મને પત્ર લખી બહાવરી અને ગાંડી બનાવી દીધી છે. તો હું પણ મારા હ્રદયમાં ચોટેલા વિચાર તેને પત્ર દ્વારા લખી મોકલું કે તે પણ સમજે કે સુંદરી તારા વગર બીજા કોઇની થનાર નથી.

એમ કહી કાગળ ખડીઓ લઇ લખવા બેઠી, બે ત્રણ વાર લખી લખી ફાડી નાખ્યા છેવટે એક પત્ર નીચે પ્રમાણે લખી તૈયાર કર્યો

મારા વ્હાલા પ્રાણઆધાર.

જ્યારથી આ દાસીએ, તમારા રમણીક ચહેરાના દર્શન કર્યા છે ત્યારથી તે તમને વરી ચુકી છે. તેણે પોતાના ખરા અને માતબર બે સાક્ષીઓ રાખેલા છે કાલે તમોએ મને દર્શન દઇ મારા ઠરેલા આત્માને ઉકાળી મુક્યો છે. તો તેને શાંન્ત કરવાની દયા તમારા હાથમાંજ છે માટે આ દાસીને એક વખત મેળાપ કરી, તેના તપી ગયેલ આત્માને શાન્ત કરશો એવી આશા છે એજ.

લી. તમારી અરધાંગના

સુંદરીના પ્રણામ.

ઉપર પ્રમાણે પત્ર લખી તૈયાર કરી મનમાં વિચાર કર્યો કે પત્ર તો લખ્યો હવે તે મારા આધારને કેવી રીતે મોકલું.

પછી તેને વિચાર આવ્યો કે ચમનલાલ શેઠ ઘેર નથી તેથી ટપાલમાં નાખુ માટે તેમને હાથોહાથ મળશે.

ઉપર પ્રમાણે વિચાર કરી તેણે બે પૈસાના કવરમાં ઘાલી સરનામુ કરી કાગળ ટપાલમાં નાંખવા તૈયાર કર્યો.

કાગળ તૈયાર થયો પણ તે ટપાલમાં નાખવા કોને મોકલવો. વિગેરે વિચાર કરે છે તેવામાં તેની સાહેલી ચંચળ આવી.

ચંચળે આવી સુંદરી, સુંદરી કરી બુમો મારી પણ કોઇએ જવાબ આપ્યો નહિ. છેવટે સુંદરી ઉપરથી બોલી બેન ચંચળ આવ ઉપર આવ. ચંચળ ઉપર આવી, તે વખતે સુંદરી ઉદાસ ચહેરે જણાતી હતી.

" મારી વહાલી સખી આમ આજે તું ઉદાસ કેમ જણાય છે. ચંચળ બોલી. "

" બેન તું જાણે છે કે કાલે આપણ મહાદેવના દહેરે ગરબા ગાવા ગયાં હતાં, ત્યાંથી પાછા ફરતાં મારા મનની અંદર એક તીર સમાન ભાલો ચુપી રહયો છે. સુંદરી બોલી."

" બેન, તું આ જે વાત કરે છે તે મારા હૃદયમાં ઉતરતી નથી. હું કાંઇ તેનો ભેદ સમજતી નથી. તીર અને ભાલો શું તે મારી ધ્યાનમાં આવતું નથી ચંચળ બોલી."

" તારી ધ્યાનમાં કયાંથી આવે. માથામાં વાગે એટલે ઝટ સમજણ પડે, સુંદરી બોલી."

" આજે તારા બોલવાનો ભાવાર્થ કાંઇ જુદોજ જણાય છે. ચંચળ બોલી.

" કેમ એમાં બોલવાનો ભાવાર્થ જુદો શાનો. સુંદરી બોલી.

"હા. હા. હું સમજી મને તો એમ લાગે છે કે આ ફુલને કોઇ ભમરાએ વાસ લેવા ભંભેરી છે કે કેમ. ચંચળ બોલી.

જા ચંચળ મારી પાસે એવી વાત કરતી નહિ મુવો કયો ભમરો આ દુનિયામાં પડયો છે કે મને ભંભેરી આવી ગાંડી વાત મારી આગળ કરવી નહિ. નહિ. તો હું મારી માને કહીશ. સુંદરી બોલી.

"લો થયું હવે બસ કરો. જોયું તમારૂં ડહાપણુ એ તો હું ભોળી છું અને તારાથી જીવ મળ્યો છે તો હું તો હસવાને કહું છું. તેમાં તને ખોટુ સાનું લાગે છે, જો મને ખોટુ લાગતું હોય તો લે બા હું મારે આ ઘેર ચાલી. ચંચળ બોલી.

"અરે બેન હું હસતાં હસતાં બોલી તેમાં તને ખોટુ લાગ્યું સુંદરી બોલી.

"ના બેન મને ખોટુ લાગ્યું નથી ચંચળે કહ્યું.

એમ કહી ચંચળ પોતાને ઘેર ગઇ ત્યારે સુંદરી વિચાર કરવા લાગી કે મેં ચંચળને કહ્યું તેથી તેને ખોટું લાગ્યું. પણ કાંઇ નહિ હું તેના ઘેર જઈ તેને સમજાવીને પાછી બોલાવી લાવું એમ વિચાર કરી પોતે તેને ઘેર ગઇ. અને ટપાલમાં કાગળ નાંખવાનો પણ પોતાની સાથે લઇ ગઇ.

પોતાની માને કહી તે ચંચળના ઘેર જવા સારૂ પોતાના ઘેરથી નીકળી ચંચળના ઘર આગળજ સૌભાગ્યચંદને ઉભેલો જોઇ તે મનમાં હરખાઇ અને કહેવા લાગી કે જોઇતું હતું ને વૈદે આપ્યું એમ કહી તે ચંચળના ઘરમાં પેઠી આ વખતે ચંચળ પોતાની મા સાથે જમવા બેઠી હતી.

સુંદરીને જોઇ ચંચળ બોલી બેન સુંદરી જમવા આવ.

"હું હમણાંજ જમીનેજ આવી સુંદરી બોલી.

ઉપર પ્રમાણે સુંદરી બોલી એટલામાં સૌભાગ્યચંદ મામી મામી કરતો ઘરમાં આવી જ્યાં સુંદરી ઉભી છે તેની પાસે આવી ઉભો રહયો.

સૌભાગ્યચંદને આવી પોતાની પાસે ઉભેલો જોઈ સુંદરી બાજુ ઉપર હઠી ગઈ.

"કેમ આજે તમે અહિ આવ્યા છો સૌભાગ્યચંદ સુંદરી પ્રત્યે બોલ્યો.

"ચંચળથી મળવાને સુંદરી બોલી.

"તમારી પરિક્ષા કયારે થવાની છે. સૌભાગ્યચંદ બોલ્યો.

"હજુ તો અમારી પરિક્ષાને બહુજ વાર છે. સુંદરી બોલી.

ઉપર પ્રમાણે વાતો કરતા, હતા અને એક બીજાને આંખોના ઇસારાથી શાંન્તી આપતા હતા.

સુંદરીના હાથમાં કાગળ જોઇ સૌભાગ્યચંદ બોલ્યો તમારા હાથમાં આ કાગળ શેનો છે.

આ કોઇ છોકરો હેન્ડબીલ વહેચતો હતો તેની પાસેથી લાવી એમ કહી તેણે તે કાગળ સૌભાગ્યચંદને વાંચવા આપ્યો.

સૌભાગ્ય કાગળ લઇ. બીડેલો જોયો અને તેના ઉપર પોતાનું સરનામું જોઈ વિચાર કરવા લાગ્યો કે મારી વહાલી પ્યારીએ મને આ કાગળ લખ્યો હશે અને ટપાલમાં નાંખવા વિચાર કરેલો પણ હું અહિ મળ્યો તેથી તેણે અહિજ આપ્યો. અહા તેનો કેટલો બધો પ્યાર છે. મારા સારૂ ટપાલમાં નાખવા સારૂજ ચંચળને ઘેર આવી હસે. એવો વિચાર કરી તે પોતાની મામીને કહી પોતાને ઘેર ગયા.

# પ્રકરણ ૧૫ મું.

સૌભાગ્યચંદના ગયા પછી સુંદરી બોલી બેન ચંચળ મેં તને કહ્યું જેથી તને ખોટું લાગ્યું માટે તું ચાલી આવી.

ના, બેન મને કાંઇપણ ખોટું લાગ્યું નથી, ચંચળ બોલી.

તને ખોટું નથી લાગ્યું ત્યારે તું એકદમ કેમ આવતી રહી સુંદરી બોલી.

જમવાનો વખત થયો હતો તેથીજ બીજું કાંઈપણ કારણ નથી. ચંચળ બોલી.

હા, બેન હા, તું જેમ કહેસે તે ખરૂ હું નાની હતી, મને માણસ ખુશીમાં છે કે ગુસ્સામાં છે તેની સમજણ નહિજ હોય સુંદરી બોલી.

ચાલ ભાઇ તું સમજે તેમ ખરૂં એમ કહી તેનો હાથ પકડી મેડા ઉપર લઇ ગઈ.

બન્ને જણ ઉપર ગયા અને એક બીજાના હાથમાં હાથ આપી વાતો કરવા લાગ્યા.

" મારા સાંભળવામાં આવ્યું કે તારા લગ્ન થવાની વાત સાંભળી છે. ચંચળ બોલી.

" જા જા બેન તારે ત્યાં આવી કે તું આવી કોયડી વાતોજ કરે છે. સુંદરી બોલી.

" બેન મેં એમાં શું કોયડી વાતો કરી કે તને રીસ ચડે છે. ચંચળ બોલી.

" કાંઇ નહિ બેન મને રીશ ચડતી નથી પણ આપણું શું માબાપની ધ્યાનમાં આવે તેમ કરે. પણ મેં તો મારે નકી કર્યું છે. સુંદરી બોલી.

" બેન તેં શું નકી કર્યું છે. ચંચળ બોલી.

" કંઇ નહિ.

" ના ના મને કહે તું મને ના કહે તો તને મારા સમ છે.

" કશું નહિ મેં તો મારૂં લેશન નકી કર્યું છે.

" હા, હવે વાત ફેરવી દો છો કે શું હું નહિ સમજી હોઉં કે તેં શી વાત કરી ચંચળ બોલી.

" તું કેમ ના સમજે તું તો પંડીત ખરી ને. સુંદરી બોલી.

" ના બેન હું કાંઇ પંડીત નથી. તેં વાત કરી ત્યારે જ હું સમજી કે તેં કાંઇ નકી કરેલ છે. ચંચળે કહ્યું.

" હા બઇ મેં તો નકી કરેલું છે.

" શું નકી કર્યું છે.

" તે તને કેહેવાનું.

" કેમ નહિ. મને નહિ કહે.

" કહીશ બેન, આકળી શું કરવા થાય છે.

" ના હું આકળી થતી નથી.

" ત્યારે તું મારી બેન છે મારા જીવની વાત તારા આગળ કરૂં છું ચાહે તારા દિલમાં આવે તો મને માર. અગર જીવાડ. સુંદરી બોલી.

બેન શું હું એવી ગાંડી છું કે તારા દુઃખની વાત સાંભળી તારા દુઃખમાં ભાગ કરૂં ચંચળ બોલી.

" સાંભળ બેન ત્યારે હું તને કહું છું. સુંદરી બોલી.

એમ વાતો કરતાં સુંદરીએ કહયું કે બેન ચંચળ આજે કેટલા દિવસથી મારા મનમાં એક તીર જેવો કાંટો ચુપી રહયો છે. તે નીકળતો નથી તેમ તેના વગર મને બિલકુલ ચેન પડતું નથી.

" અરે એવો તે કેવો કાંટો છે મને કહેને, ચંચળ બોલી.

" બેન તે કાંટો તારા ફઇના છોકરા સૌભાગ્યચંદે મારેલો છે. સુંદરી બોલી.

" શું તે તને કાંટો મારવા કયાં આવેલો, ચંચળ બોલી.

" બેન એક દીવસ હું મારી માની સાથે તેમના ઘેર ગઇ હતી. ત્યાં આગળ હું તખ્તામાં જડેલ તસવીરો નિહાળતી હતી. તે વખતે સૌભાગ્યચંદ પોતાના ઓરડામાંથી આવીને મને પોતાની આંખોના કટાક્ષ બાણુ મારી મને ઘાયલ કરી દીધી છે. હવે તો મને બિલકુલ ચેન પડતું નથી. સુંદરીએ દિલગીરી સાથે જાહેર કર્યું.

" હોય બેન આ સંસારજ તેવો છે. એમ જો મરતા રહીએ તો દુનિયામાં જીવાય કેમ ચંચળે સુંદરીને કહ્યું.

બેન હજુ તું કાંઇ સમજતી નથી. તેમના કટાક્ષ બાણે મારા હૃદયમાં જે જખમ પાડયો છે. તે જખમનો મલમ તેની પાસેજ છે. માટે હવે તો તું કાંઇ પણ ઉપાય દેખાડી આ તારી પીડાતી સુંદરીને દુઃખમાંથી છોડાવ્ય. સુંદરી બોલી.

બેન ધીરજ ધર ધીરજનાં ફળ મીઠા હોય છે. કહેવત છે કે ઉતાવળા સો બહાવરા અને ધીરા સો ગંભીર અને કહ્યું છે કે.

> ધીરે ધીરે રાવતાં ધીરે સબ કુચ્છ હોય;
> માળી સીંચે પાણી પણ રતુ વિના ફળ નહિ હોય.

માટે બેન ધીરે ધીરે સૌ થશે, ચંચળ બોલી.

ચંચળ બેન તું ધીરજ રાખવાનો કહે છે પણ મારૂ મન ધીરજ રાખતું નથી. બેન તું જાણે છે કે પ્રેમ એ કેવી વસ્તુ છે, જે માણસને એ પ્રેમ લાગ્યો કે તે તેને પાગલ બનાવી દે છે માટે બેન હવે તો કાંઇ એવો ઉપાય બતાવ કે તે મારા હૃદયના પ્રીતમને મેળવી શાંન્ત કર સુંદરી બોલી.

કેવી રીતે કરૂં તું કહે તેમ કરવા હું ખુશી છું મારાથી તો સૌભાગ્યને કહેવાય ચંચળ બોલી.

બેન ત્યારે તું કહેતો હું કાલે આવું અને તું પેલા સૌભાગ્યચંદ ને કાંઇ કામ છે એમ કહી બોલાવી લાવે એટલે ઠીક પડશે સુંદરી બોલી

બેન આ વાત કદાપી મારી માતુશ્રી જાણે તો મને અને તને બંનેને મારે ચંચળ બોલી.

બેન તેમને ખબર શું પડશે. સુંદરી બોલી.

ચાલ ત્યારે તું કાલે હું આવજે તેમને આજે કહી આવીશ એટલે તે કાલે જરૂર આવશે ચંચળ બોલી.

ઉપર પ્રમાણેની વાતચીત કરી સુંદરી અને ચંચળ જુદાં પડયાં સુંદરી પોતાને ઘેર ગઇ અને ચંચળ ઘર કામમાં રોકાઇ.



## પ્રકરણ ૧૬ મું.

સૌભાગ્યચંદ મામાના ઘેરથી સુંદરીનો આપેલો કાગળ લઇ પોતાને ઘેર આવ્યો. અને પોતાના ખાનગી રૂમમાં જઇ એક આરામ ચેર ઉપર બેઠો. બેઠા પછી સુંદરીનો કાગળ ઉઘાડી વાચવા માંડયો.

એક બે ત્રણ ચાર વખત વાંચ્યો અને તેને વારા ફરતી જોવાજ લાગ્યો અને કહેવા લાગ્યો.

અહા? પ્રભુ તારી ગહનગતી છે તે મનુષ્ય જાતીમાં પણ કેવા કેવા રૂપવાન સ્ત્રી પુરૂષો બનાવ્યા છે. આ મારી વહાલી સુંદરીના કેવા મોતી સમાન અક્ષર છે, વળી તે શું લખે છે કે હું તો તમારા દરશન થયા છે ત્યારથી તમોનેજ વરી ચુકી છું અહા તેનો કેવો પ્રેમ કેવો સાચો પ્રેમ હે પરમકૃપાળુ પરમેશ્વર તારા આ મોટા ઉપકારનો બદલો હું કયાં ભુલીશ આ ફાની દુનીયામાં સુંદરી જેવી રૂપવાન તેમ જ્ઞાન અને હુશાયાર સ્ત્રી મેળવવાને પ્રયત્ન કર્યો છે તેથી હું તારો બહુજ આભારી છું.

ઉપર પ્રમાણે પોતાના મન સાથે વાતો કરી અને તેણે ધાર્યું કે ચાલ જીવ એક પત્ર હું પણ મારી વહાલી પ્રીયાને લખું કમકે તેણે મારા લખેલ પત્રનો જવાબ બહુજ જલદી અને તાકીદે આપ્યો અને હું તેવા કાગળનો જવાબ તાકીદે નહિ આપું તો, તે મનમાં એમ ધારશે કે સૌભાગ્ય આળશુ અને બે પરવા છે. તેને મારી કોઇ પરવાજ નથી માટે મારે તેની ખાતી શું કરવા ઝુરી ઝુરીને મરવું આવો વિચાર કદાપી તેના મનમાં ઉત્પન થાય માટે હું તેને એક પત્ર લખી મોકલુ કે તેનો આત્મા શાન્ત થાય. એમ કહી પત્ર લખવા બેઠો અને એક પત્ર લખ તૈયાર કર્યો.

કાગળ તો લખ્યો પણ તે મોકલવો કોની સાથે એવો વિચાર કરે એવામાં તેના મામાની છોકરી ચંચળને આવતી જોઇ બોલ્યો.

ચંચળ કેમ આવતી હશે તેની ચાલ તો ઉતાવળી લાગે છે. કાંઇ કારણસરજ તે આવતી હોય તેમ મને ભાસ થાય છે. હશે તે. હમણા અહિં આવશે કે તરત તેનો ભાવાર્થ જણાઇ જસે એટલામાં ચંચળ આવી.

કેમ ! સૌભાગ્યભાઇ હું જમવા બેઠી હતી, તેમાં તમો એકદમ આવીને ચાલ્યા ગયા.

ના બેન તેમ નથી મારે કામ હતુ, તેથીજ હું ચાલ્યો આવ્યો સૌભાગ્ય બોલ્યો.

એવું તો શું કામ હતું કે વાત કરવાને પણ ઉભા રહ્યા નહિ અને એકદમ ચલતી પકડી ચંચળ બોલી.

તું જાણે છે કે આજની દુનીયા કેવી છે, મારા મુનીમની છોકરી તારે ત્યાં આવેલી અને હું ત્યાં હતો તેથી કોઇ શું કહે બીજુ મારી મામીના મનમાં પણ મારા તરફથી ખોટા વિચાર આવે માટેજ હું ચાલ્યો આવ્યો સૌભાગ્ય બોલ્યો.

તેમાં દુનિયાને શું પોતાના ઘરમાં ગમે તેમ કરે તેમ મારી મા. પુત્રી તો તમારા વાસ્તે કેટલો પસ્તાવો કરતી હતી, સુંદરી બોલી.

લો હવે આવીશ તો બેશીસ સોભાગ્ય બોલ્યો.

કયારે આવશો.

નવરાશ મળશે ત્યારે.

નવરાશ તો તમોને નહિ મળે,

કેમ નહિ મળે. મળશે તો જરૂર આવીશ.

સારૂ ત્યારે કાલે આવશો.

કાલે શું કામ છે.

મારે કાંઇ જરૂરનું કામ છે.

જરૂરનું હોય તો અહિંજ કહેને.

અહિં કહેવાય તેમ નથી.

કાલે તો મારાથી નહિંજ અવાય.

કાલ તો મારાથી નહી અવાય.

ના કાલે તો જરૂર આવવુંજ પડશે.

મારે કાલે છબીલદાસને બંગલે જવાનું છે.

ત્યાં શું છે.

બધા મારા મીત્રો ત્યાં ભેગા થવાના છે.

કેટલા વાગે જવાનુ છે.

સવારે દસેક વાગે જઇશ.

પાછા કયારે આવશો.

બાર વાગતાં પાછા અવાસે ખરૂ.

બાર વાગતા પછી ત્યારે તમો મારે ત્યાં આવજો,

એવું તો શું કામ છે કે જરૂર આવવુંજ પડશે.

કાંઇ ખાનગી કામ છે.

ઠીક બનતા સુધી અવાશે તો આવીશ.

ના—ના એ અવાશે તો આવીશ એમ નહી ચાલે જરૂર આવજો.

કેમ એટલું બધું શું છે.

કોઈ માણુસ બહાર ગામથી આવવાનો છે. માટે તમારે જરૂર આવવુંજ પડશે.

શારૂ ત્યારે આવીશ:

સૌભાગ્યચંદે આવવાનું કહ્યું.એટલે ચંચળ પોતાને ઘેર ગઈ. ચંચળના ગયા પછી સૌભાગ્ય વિચાર કરવા લાગ્યો કે.

સુંદરીએ તો મને બોલાવ્યો તો નહી હોય ! કારણુ તેના લખેલ પત્રથી સીદ્ધ થાય છે કે તેનો જીવ મને મળવાનો છે તેથી તેણેજ આ પ્રપંચ રચી મોકલી હશે.

પણુ શું ચંચળ આગળ તેણે મારી વાત કરી હશે કે કેમ. ના ના તે વાત કરે તેવી તો નથીજ. પણુ તેણે પ્રપંચ રચી મને મળવાને બાને ચંચળને સમજાવી હશે. તેથી તે મને બોલાવવાને આવેલી જણાય છે. એમ વિચાર કરી તે પોતાના કામમાં ગુંથાયો.

બીજા દિવસે તે સવારમાં ઉઠી ચાહ પી. છબીલદાસને ઘેર ગયો અને તેને જઇ કહયું ભાઈ છબીલદાસ આજે મારે દુકાન સબંધી કાંઈ કામ છે માટે મારાથી અવાશે નહિ.

આ સાંભળી છબીલદાસ બોલ્યો મી. બાલાભાઇએ પણ ના કહેવડાવ્યું છે. માટે આવતા રવીવારે વિચાર રાખ્યો છે. તો તે દિવસે પધારશો કે કેમ.

અરે વ્હાલા મીત્ર આપ એ શું બોલ્યા કહો તો સાંજરોજ આવું પણ દિવસે મારે કામ હોવાથીજ આવી શકાશે નહિ.

છબીલદાસે કહયું બહુ સારૂં.

ઉપર પ્રમાણે સોભાગ્યચંદ, છબીલદાસને કહી પોતાને ઘેર ગયો અને જમી રહ્યા પછી તે પોતાના દિવાનખાનામાં પલંગ ઉપર જઇ આડો થયો. અને ઘડીયાળ જોવા લાગ્યો.

હજુતો ફક્ત સાડા દશજ થયા છે દોઢ કલાકની વાર છે. ચંચળ બાર વાગ્યાનું કહી ગઈ છે માટે બાર વાગે જરૂર જાઇશ એમ વિચાર કરતાં કરતાં તેના મનમા આવ્યું કે મારી વહાલી રસીલી, સું

દરી ને મારી કાંઇપણ નીશાની આપું કે તે પોતાની પાસે હમેશાં રાખે, એવો વીચાર કરી પોતાની પાસે એક પારીશ ધાટની વીંટી જેમાં પોતાનો ફોટુ ચોઢેલો હતો તે કાઢી કહ્યું આ વીંટી ઠીક છે તે એને આપીશ.

વીંટીની સાથે મારો ફોટો પણ છે તેને ઠીક પડશે, તે લખે છે કે તમારા દરશન કરવા હું તલપી રહી છું માટે તમો મને દરશન દ્યો, માટે આ વિંટી તેને ઠીક પડસે,

એવો વિચાર કરી તેણે વીટી સુંદરીને આપવાના કાગળના પરબીડીયામાં વીટાળીને વાસકોટના ગજવામાં તે કાગળ મુકયો, પછી ઘડીયાળમા અગીયાર વાગ્યા હવે એક કલાક છે એવું સમજી તે પોતાના ગાડીના દહેલામાં ગયો. પોતાના નોકરને ગાડી જોડવા કહેવાનો વિચાર કરયો. પછી વિચાર આવ્યો કે ત્યાં મને વાર થસે માટે ગાડી તો નજ લઈ જવી એવો વિચાર કરી તેણે ગાડી જોડવાને હુકમ આપ્યો નહી અને પાછો પોતાના દિવાનખાનામાં આવ્યો. ઘડીયાળમાં સાડાઅગીયાર થયાકે તરત તેણે લુગડા પહેરવા માંડયાં લુગડાં પહેરી

તે બહાર આવી મામાના ઘેર જાઉછું એવું પોતાની માને કહી તે રવાને થયો.



# પ્રકરણ ૧૦ મું.

આજે પોતાના પ્રીય અને વહાલા સોભાગ્ય સાથે વાતચીત કરવાનો દિવસ છે તેથી સુંદરી આજે આનંદમાં માતી નથી તેને હરખાતી જોઇ તેની મા કમળા બોલી.

બેન આજે તારા ચહેરા ઉપર આનંદ, આનંદ કેમ જણાય છે,

માતુશ્રી મારી વહાલી માતુશ્રી આજે મારા લેસન ઉપર મારા હેડ મીસીસ બહુજ ખુશી થયા અને મને ૨૦ દોકડા ઇનીમ આપી પહેલો નંબર આપ્યો તેમ હમેશાં પહેલી ચોપડીના પાઠ છોકરીઓને ભણાવવાનું મને સોંપ્યું. તેથી આજે મને આનંદ છે. સુંદરી બોલી

પોતાની છોકરીને આજે સ્કુલમાં સાબાસી મળી તેમ શિક્ષણનું કામ ચલાવવાને તેને સુપરત થઇ તેવું સાંભળી કમળા પણ બહુજ આનંદમાં આવી ગઇ.

સુંદરી જમી રહયા પછી પોતાની માને કહેવા લાગી. માતુશ્રી હું હવે મારી સાહેલી ચંચળને ત્યાં જાવું.

જા પણ વહેલી આવજે કારણ કે તારા બાપા તને બાહાર મોકલવાને ના કહે છે. પણ હું તેમને કાંઇ કહેવા દેતી નથી માટે જાઇને વહેલી આવજે.

મા પાસેથી રજા લઇ સુંદરી ચંચળને ઘેર આવી. તેને આવતી જોઇ ચંચળ પોતાના મેડા ઉપર ગઇ અને તેને ઉપર બોલાવી બન્ને જણ વાતો કરતાં બેઠાં. એટલામાં સૌભાગ્યચંદ આવ્યો અને પોતાની મામીને બોલાવવા લાગ્યો.

આ વખતે ચંચળની મા કોઇ મરી ગયું હતું તેથી કુટવા

ગઇ હતી. તેવો લાગ ઠીક હતો તેથી ચંચળે સૌભાગ્યચંદને ઉપર બોલાવ્યો.

સૌભાગ્ય ઉપર આવ્યો અને સુંદરીને જોઇ બોલ્યો. ચંચળ બેન આ કોણ છે.

**ચંચળ**—એ કોણ છે તે હું ઓળખતી નથી. પણ આટલું જાણું છું કે એક બગીચાના ઝાડનું ફુલ છે અને તે પોતાના ભમરાને શોધવા અત્રે આવ્યું છે.

**સૌભાગ્ય**—બેન ચંચળ શું તું મારી પણ મશ્કરી કરે છે કે શું

**ચંચળ**—ભાઇ તમારી મશ્કરી મારાથી થાય.

**સૌભાગ્ય**—હા. કેમ નહિ. મને તેં આટલાજ માટે અહિ બોલાવ્યો હતો કે તારા પરોણા આવનાર છે તે ક્યાં છે.

**ચંચળ**—ભાઇ તમોને બોલાવવા આવી તેમાં મેં શું ખોટું કર્યું અને મારા પરોણા આ તમારી સામે બેઠા છે તેજ છે. અને તેમણેજ મને બોલાવવાનું કહ્યું હતું.

**સૌભાગ્ય**—કેમ સુંદરી તમારે મારૂં શું કામ છે.

**સુંદરી**—પ્રીતમનું કામ તેની અર્ધાંગનાને કેમ ન હોય.

**સૌભાગ્ય**—અરે આ તમે શું બોલો છો.

**સુંદરી**—હું ખરૂજ બોલુંછું કે તમો મારા હૈયાના હાર અને પ્રાણનાથ છો. તમારા વગર આ દુનિયામાં મારો બીજો પ્રાણનાથ તેમો કોઇ નથી.

**સૌભાગ્ય**—તમારાં મા બાપ જેને આપે તે તમારો પ્રાણનાથ

**સુંદરી**—મા બાપ તો આપને આપશે. પણ પરમેશ્વરે જે આપ્યો તે ખરો.

**સૌભાગ્ય**—પરમેશ્વર ક્યારે આપવા આવ્યો હતો.

**સુંદરી**—ક્યારે તો હું તમારે ત્યાં આવી પેલી તસ્બીરો જોતી હતી તેજ વખતે આપ્યો છે.

**સૌભાગ્ય**—એમ તો કોઇને રસ્તે જતાં ગળે પડજો તો તમોને મળી જશે.

**સુંદરી**—રસ્તે જતાં જો ગળે પડવાનું મારા મનમાં હોત તો તમોને કોણ પુછતું જો તમારી એવીજ મરજી છે તો હું મારો જીવ તમારા ઉપર આપું છું જેનો સ્ત્રી હત્યાનો પાપ તમોને લાગશે એમ કહી ઉઠી.

તે ઉઠતી જોઇ સૌભાગ્ય ઉઠયો અને તેનો હાથ ઝાલી બોલ્યો મારી વહાલી પ્રીયા હું તારો જીવ જોતો હતો. એટલામાં તું આમ કેમ થઇ ગઇ.

બળતાને બાળો છો. દાઝયા ઉપર ડામ અને પડતા પર પાટું મારો છો તે કેમ ખમાય સુંદરીએ કહ્યું.

મારી વહાલી અને રંગીલી પ્રીયા શું તું એમ સમજતી હશે કે આ સોભાગ્ય તને ભુલી ગયો હશે. પણ નહિ! નહિ કદાપી તેમ થવાનું નથી માટે તું યાદ રાખજે કે આ પ્રાણ તનેજ આપેલો છે. અને તે કદાપી કોઇને હાથ જશેજ નહિ.

પ્રીય સુંદરી જ્યારથી તારા દરશન થયા છે ત્યારથી મેં મારા મનમાં નક્કી કરેલ છે કે આ સંસારમાં લગ્ન કરવું તો સુંદરીથીજ કરવું નહી તો બીજી મા અને બેન આ પ્રમાણે તારા દરસને મારા મનની અંદર પ્રવેસ કરેલ છે. માટે તું નક્કી સમજજે કે તારા વગર આ સૌભાગ્ય કોઇની સાથે પણ લગન કરવા કોઇ દીવસ પણ તૈયાર થનાર નથી.

મારા વ્હાલા પ્રાણનાથ આ દાસી તો સદાને માટે તમારી તા બેદાર થઇ ચુકી છે. તેને તમે કબુલ કરો અગર ન કરો પણ તેતો હમેશાં તાબેદાર થઇ છે સુંદરીએ કહ્યું.

ત્યારે આ સૌભાગ્ય પણ હમેંશાનો તારો દાસ થવા તૈયારજ થાય છે. સૌભાગ્ય બોલ્યો.

જો તમો મને ચાહતા હો અને મારી સાથે લગ્ન કરવાને ધારતા હો તો મને વચન આપો આ પ્રમાણે કહેવાથી સૌભાગ્ય બોલ્યો તમોને મારો ભરોસો નથી. તો લો મારૂ આ વચન છે કે ત મારા સીવાય હું આ સંસારમાં લગ્ન કરૂં તો મોતાની મા બેનથી કરૂ.

આ પ્રમાણે સૌભાગ્યનું વચન સુંદરીએ લીધું. તે જોઈ ચંચળ બોલી કેમ સુંદરી બેન કદાપી તું કોઇનાથી લગ્ન કરે તો તું પણ પોતાનું વેણ આપ તેથી સુંદરીએ પણ સૌભાગ્યને વેણ આપી કહ્યું કે હે પ્રાણનાથ કદાપી હું તમારા સીવાય કોઇથી લગન કરનાર નથી,

ઉપર પ્રમાણે પ્રેમની વાતો કરી છેવટે એક બીજાના હીતમાં વધારો કરી આ પ્રેમી જોડુ છુટું પડયું છુટા પડતી વખતે સૌભાગ્યે લખેલ કાગળ સુંદરીએ ઉઘાડી વાંચવા માંડયો જેમાં નીચે પ્રમાણે લખેલ હતું.

મારી સદાની પ્રીય પ્યારી.

તમારો પત્ર મળ્યો વાંચી આનંદ થયો છે. તમે હંમેશને માટે મારી અર્ધાંગના થવા ઇચ્છો છો તો હું પણ તેમ કરવા ખુસી છું એક વખતે રૂબરૂમાં મળી ખુલાસો કરવા ઉમેદ છે, એજ.

લી. તમારો વિયોગી.

સૌભાગ્યના પ્રણામ.

ઉપર પ્રમાણે કાગળ વાંચી સુંદરી પોતાની વહાલી શખી ચંચળ ને કહેવા લાગી.

બેન ચંચળ જો આ કાગળ કેવો લખ્યો છે. તેમનો વિચાર મનમાંજ હતો કહેવત છે કે કુવામાં હોય તો હવાડામાં આવે. માટે તેમના મનમાં હતુ તો બહાર આવ્યું. સુંદરી બોલી.

બેન તારૂં કહેવું સત્ય છે પણ તુ પણ તારો બોલ બરાબર પાળજે

સતીઆ સત ન છોડીએ, સત છોડે પત જાય;
સતકી બાંધી લક્ષમી, બહોત મીલેગી આય.

રખેને આ આપણી વાતની ખબર બીજા કોઇને કે તારા માતુશ્રી વગેરેને પડે. નહિતો તેમાં ઠીક પડે નહિ, સુંદરી બોલી.

અરે બેન આવી વાત તુ શું બોલી કદાપી જીવ જાય તો શું થયું પણ વાત જાય એતો બીજા માણસ કહે આ ચંચળ કોઇ દીવસ કહે નહિ. ચંચળે કહ્યું.

ઉપર પ્રમાણે વાતચીત કરી સુંદરી પોતાને ઘેર જવા લાગી એટલે ચંચળ બોલી.

કેમ બંશ થયું કે તારૂ કામ થયું એટલે રસ્તે પડવાની વાત કરી

ના બેન તું જાણે છે કે મારા બાપાએ મારી માને કહ્યું છે કે સુંદરીને બહાર મોકલવી નહિ પણ મારી માને કહી હું છાની માની અત્રે આવી છું માટે જો તું મને રજા આપે તો બહુજ સારૂ.

ચંચળ બોલી બેન જવાને વાસ્તે હું ના નથી કહેતી પણ તું કયારે આવીશ.

સુંદરી બોલી આજે હું કેવો ફરેબ કરીને આવીછું તે તું જાણેછે

ચંચળ બોલી ના બેન મને કહે તો ખરી. પછી સુંદરીએ પો-

તાની માને કહ્યું હતું તે હકીકત ચંચળને કહી તેથી ચંચળ હસવા લાગી અને બોલી વહા ચતુરાઇ તું તો બહુજ હુશીઆર દેખાયછેને.

સુંદરી બોલી બેન જો એવું ના કહ્યું હોત તો તે મને આવવા પણ દેત ? અને જો હું ના આવી હોત તો તું શું કહેત.

હા બેન હા, લે હવે કાલે આવીશ ચંચળ બોલી.

બનશે તો કાલે આવીશ નહિતો પરમદિવશે તો નકી આવીશ. નહિ તો પરમ દિવસે તો નકી આવીશ, એમ કહી સુંદરી પોતાને ઘેર ગઈ.

---

## પ્રકરણ ૧૮ મું.

આજ સવારે ચમનલાલ શેઠ મુંબઇથી ઘેર આવનાર છે તેથી તેમને લેતા સૌભાગ્ય સુંદરલાલ વીગેરે ઇસ્ટેશને ગયા. ગાડી આવી ઉભી રહી ફસ્ટકલાસ ડબ્બામાં ચમનલાલ શેઠ લાલ રંગની રેશમી સાલ ઓઢી પોઢેલા છે અને એક ગુમાસ્તો તેમની પાસે બેઠો છે.

સોભાગ્ય તથા સુંદરલાલ ડબ્બા જોતા જોતા ત્યાં આવ્યા ત્યાં આગળ ચમનલાલ શેઠને જોયા. તેમને જોઇ સૌભાગ્ય બોલ્યો.

પીતાજી કેમ આપની તબીયત કેવી છે.

મારી તબીયત હાલમાં ઠીક છે પણ તાવ રાતથી ચઢયો છે ચમનલાલ બોલ્યા.

કાંઈ નહિ એતો મુસાફરીના લીધેજ સુંદરલાલ બોલ્યો.

સામાન બધો વઇ ચમનલાલ શેઠને લઈ ઘેર આવ્યા અને વૈદ્યને બોલાવી દવાની તજવીજ કરવા માંડી.

દવા ચાલુ થઈ દિવસે દિવસે બીમારી વધવા લાગી અને તે એટલી બધી વધી પડી કે છેવટે તેમને લેવાના દેવા પડયા.

સૌભાગ્ય ગભરાયો અને ડાકટરને બોલાવવા ગાડી મોકલી ડાકટર સાહેબ આવ્યા અને તેમણે ચમનલાલની નાડ જોઇ સુંદરલાલને કહ્યું હવે આપને જે કાંઇ પુછવું પુછાવવું હોય તો પુછાવો કારણ કે તેમના કલેજા ઉપર દરદ આવી ગયો છે. અને હવે તમો કોઇની પણ દવા કરશો નહિ પુન્યદાન વીગેરે કરવું હોય તો કરો.

ડોકટરનું આવું બોલવું સાંભળી સોભાગ્યચંદ રડવા લાગ્યો છેવટે સુંદરલાલના સમજાવવાથી છાનો રહયો અને પછી ચમનલાલને પુછી વિલ કરવા માંડ્યું જે નીચે પ્રમાણે કર્યું.

હું ચમનલાલ મોતીલાલ આ વીલ લખી આંપું છું કે મારા મર્યા પછી મારી સ્થાવર તથા જંગમ મીલકત છે તેની નીચે પ્રમાણે વ્યવસ્થા કરવી.

૨ ૩) ત્રણ લાખ રોકડા છે.

૧૫ પંદર મકાન

૨) બે લાખની રકમો મળી કુલ રૂપીઆ સાથે છ લાખની છે તેમાંથી વ્યવસ્થાની હકીકત,

૧૦) હજાર ખોડા ઢોર ખાતે.

૫) હજાર ગરીબોના છોકરાને સ્કોલરશીપ આપી વિદ્યા અભ્યાસ કરવા માટે.

૩) હજાર મારી પાછળ ધર્મદાન કરવા માટે.

૧) લાખ રૂપૈઆ બે વર મારી છોકરી સાવલક્ષ્મીને આપવા

૧) લાખ ૫૦ હજારની રકમો મારી સ્ત્રી પાર્વતિને આપવી

તથા બાકી રહેલ ૨ ૨૮૮૦૦૦ રોકડા તથા ૧૩ મકાન રંગા

તેનો વહીવટ તથા તેનો માલીક મારા ગુજર્યા પછી સૌભાગ્યચંદ જે કે મારો દીકરો થાય છે તે લે.

ઉપર પ્રમાણે વીગેરેનું વીલ મેં મારી હયાતીમાં મારી રાજી ખુશી તેમ સાવચેતીમાં અને હુંશીઆરીમાં આ વીલ લખ્યું છે તે મારે સર્વમતે કબુલ મંજુર છે. એજ.

શાહ. ચમનલાલ મોતીલાલ સહી. દા. પોતે.

ઉપર પ્રમાણેનું વીલ કર્યાને બે દિવસ થયા કે ચમનલાલ શેઠ આ ફાની દુનિયા મુકી હમેશાને વાસ્તે રહેવાને પરલોકમાં સીધાવ્યા.

દુનિયાના રીવાજ મુજબ તેમને અગ્નીદાહ દીધો અને ખરચ ખુટણ કરી પરવારી ગયા અને પોતપોતાને કામે લાગ્યા.

સૌભાગ્યચંદ હવે એકલો પડયો. તેને બાપની બહુજ મોટી ઓથ હતી. તે હવે નથી હવે તેણે વિદ્યાઅભ્યાસ મુકયો અને દુકાન તથા વેપારમાં જીવ ઘાલ્યો.

એક દિવસ પોતાના દિવાનખાનામાં બેઠા બેઠા તેણે વિચાર કર્યો કે આજે તો મારી વહાલી સુંદરીને એક પત્ર લખી મોકલું એમ કહી પત્ર લખી તૈયાર કર્યો જે નીચે પ્રમાણે હતો.

મારી પરમ પ્યારી સુંદરી

ઘણા દિવસ થયા તારો મેળાપ થયો નથી તેથી દીલગીર છું તું જાણે છે કે પીતાજીના મરી ગયા પછી બધું મારા માથે આવી પડયું છે. તેની ગીરફતારીમાં રોકાયલો છું માટે મારી ક્ષમા માફ કરી તું એક વખત મને તારા દરશન દઈજા મારા પીતાજીના મરણના દાગ કરતાં તારા વિયોગનો દાગ મને બહુજ કનડે છે માટે તું મને એક વખત દરશન આપી શાંન્ત કરજે એજ.

લી૦ તારા દરશનનો અભિલાશ સૌભાગ્ય

ઉપર પ્રમાણે કાગળ લખી તેણે વિચાર કર્યો કે હવે આ કાગળ આપવો કોને પછી યાદ આવ્યું કે મારા મામાની છોકરી ચંચળને આપવો એમ કહી તેણે પોતાને ઘેર તેની મા હતી તેને કહ્યું મામી જરા ચંચળને મોકલો.

ચંચળ આવી તેણે કહ્યું ભાઇ સૌભાગ્યચંદ શું કહો છો.

સૌભાગ્ય બોલ્યો આ કાગળ લઇ સુંદરીને આપી આવ

ચંચળે કાગળ લીધો અને સુંદરીને આપવા સારૂ ગઇ.

---

## પ્રકરણ ૧૯ મું.

સુંદરલાલ તથા કમળા આજે બેઠા બેઠા સુંદરીના લગ્ન સંબંધી વાતો કરે છે તેવામાં વીઠલદાસ આવ્યા.

**કમળા**—આવો ભાઇ ઘણા દિવસે આજે આવ્યા.

**વીઠલ**—હા, બેન આવ્યા તો ખરા.

**કમળા**—આજે ભલી નવરાશ મળી.

**વીઠલ**—બેન તું જાણેછે ને કે નોકરી એ પરાઇ તાબેદારી છે. માટેજ અવાતું નથી.

**કમળા**—હા ભાઇ બેનની મોહોબત ઘણીજ ઓછી કરી દીધી છે.

**વીઠલ**—ના, બેન, ના. મીલમાં જવાથી ફુરસદ મળતી નથી તેથી આવી શકતો નથી.

**કમળા**—રાત્રે પણ મીલમાં રહો છો કે શું?

**વીઠલ**—ના, રાત્રે તો ન રહેવાય.

**કમળા**—ત્યારે રાત્રે કેમ આવતા નથી.

**વીઠલ**—બેન તું જાણે છે કે બધા દિવસના થાકેલા આવતાં આળસ ચડે છે.

કમળા—હા ભાઇ બેનને ત્યાં આવતાં આળસ કેમ ન ચઢે.

વીઠલ—ત્યારે ત્યાં આવ્યા કે તું બસ લડવાનીજ વાત કરે છે,

કમળા—એમાં વઢવાની શી વાત છે.

સુંદરલાલ—ભાઇ વીઠલદાસ બોલો તમારો સુંદરીના સંબંધમાં કેવો વિચાર છે.

વીઠલ—શેનો વિચાર.

સુંદરલાલ—તમો જાણો છો કે સુંદરી મોટી થઇ ગઇ છે. માટે હવે તેના લગ્ન કરવા જરૂરનાજ છે માટે હવે તો કાંઇ તેનું ઠેકાણું પડે તો ઠીક માટે કાંઇ વિચાર કરો તો સારૂં.

વીઠલ—તમારો વીચાર પેલા ભાઇચંદના છોકરા ચમનલાલ સાથે હતો ને.

સુંદરલાલ—હા મારો વિચાર તો ત્યાંજ છે. પણ આ તમારી બેનને કયાં પસંદ પડે છે.

કમળા—મારૂં નામ બદનામ ન કરો તમારી દીકરી છે તમારી ધ્યાન પડે ત્યાં કરોને મારે શું છે.

વીઠલ—બેન કમળા ચમનલાલ તો બહુજ સારો છોકરો છે. ને હાલ તે પાંચમું ધોરણ અંગ્રેજી ભણે છે. મારો વિચાર પણ તેના સાથેજ કરવા છે.

સુંદરલાલ—ઠીક છે હવે હું તેની ફીકરમાં છું.

વીઠલ—આજે હું ભાઇચંદને પુછી જોઇશ કે તમારા ચમનનો વિવા કર્યો કે નહિ. અને કયાં કરવા વિચાર છે.

સુંદરલાલ—હા એ વાત ખરી ત્યારે તમો તેમને પુછીને સત્રે આવશો કે કેમ.

વીઠલ—બનશે તો રાત્રે આવીશ નહિ તો કાલે તો જરૂર આવીશ.

ઉપર પ્રમાણે વાતચીત કરી વીઠલદાસ પોતાને ઘેર ગયો અને સુંદરલાલ પણ બહાર ફરવા ગયો.

સુંદરી પોતાના મેડા ઉપર બેઠી, બેઠી વિચાર કરે છે કે ઘણા દિવસ થયા મારા વહાલાં સૌભાગ્યના દરસન થતાં નથી તેમ તેનો કાગલ પણ આવ્યો નથી. ચંચળને ત્યાં જઈ તેને કહું કે તે કાંઈ પણ ખબર આપશે એવો વિચાર કરીને મેડા ઉપરથી નીચે ઉતરી ચંચળના ઘેર જવા સારૂ બહાર નીકળી કે સામેથી ચંચળને આવતી જોઈ એટલે ત્યાંજ ઉભી રહી.

કેમ બેન સુંદરી કયાં જવા સારૂ તૈયાર થઇ. ચંચળે કહ્યું.

હું તારે ત્યાંજ આવતી હતી સુંદરી બોલી.

જુઠ્ઠું શું કરવા બોલે છે બીજે ઠેકાણે જતી હતી અને મને જોઇ મારૂં નામ લે છે. ચંચલે કહ્યું.

ના મારા સમ છે હું તમારે ત્યાંજ આવતી હતી. સુંદરી બોલી

બન્ને જણ વાતો કરતાં કરતાં સુંદરીના મેડા ઉપર આવ્યાં.

અને વાતો કરતાં કરતાં બેઠાં.

સોભાગ્યચંદના પીતાજી ગુજરી ગયા તેથી હવે તો તેમને બહુજ કામ માથે પડયું હશે. સુંદરી બોલી.

હાજ તો, તું જાણે છે ને કે તેમના વગર બીજો કોણ છે. ચંચળના બોલી.

હવે તો તેમને બિલકુલ નવરાશ મળતી નહિ હોય સુંદરી બોલી.

નવરશ શાની મળે. કામ દુકાન વિગેરેનું થોડું છે ચંચળ બોલી

જોતો ખરી આજ કાલ પંદર દિવસ થયા તેમનાં દરશન થતાં નથી તેમ તેમનો કાગળ સરખો પણ નથી તુંજ કહે બેન મારાથી કેમ રહેવાતું હશે. સુંદરી બોલી.

બેન કાશે મને તેમણે આ કાગળ આપ્યો છે. ચંચળે કહ્યું.

ચંચળ પાસેથી કાગળ લઇ સુંદરીએ વાંચ્યો અને વાંચ્યા પછી ઉદાસ જણાઈ તેને જોઈ ચંચળ બોલી.

બેન સુંદરી કાગળમાં એવું તે શું હતું કે તને આ ઉદાસી અને દીલગીરીએ ઘેરી લીધી.

કાંઇ નહી બેન તે પોતાના કાગળમાં એમ લખે છે કે મારે માથે બહુજ કામનો બોજો આવી પડયો તેથી હાલ મળવાને અશક્ત છું આ તેમનો કાગળ વાંચી હું જે પાણી વિના તલ્પી રહી છું તેને દરશનની અભિલાશા ન મળે અને ઉપરથી આવો જવાબ મળેતો પછી દીલગીર થવાનું છે કે નહી. સુંદરી બોલી.

તેમનુ લખવું ખરૂ છે. તેમ તારૂ કહેવું પણ ખરૂ છે. માટે હવે તો ધીરજ વિના બીજો કાંઇ ઇલાજ નથી. ધીરજના ફળ મીઠા છે. ચંચળ બોલી.

મેં તો ધીરજ રાખેલી છે પણ તેમણે ધીરજ કેમ રાખી હશે સુંદરી બોલી.

બેન તેપણ શું કરે ? તેના મનની વાત તો પ્રભુ જાણતો હશે તે કેવો માણસ છે તે તું જાણે છે ને ચંચળ બોલી.

ત્યારે હવે ગમે તેમ કરી તું એક વખત તેમના દરશનનો મેળાપ કરાવી આ બેન ઉપર કૃપા કરીશ સુંદરી બોલી.

એતો પ્રભુના હાથમાં હું કેમ કહુ પણ આજે તું મારે ત્યાં આ વજે વખતે તેમને હું કહીશ તે આવે તો સારૂ ચંચળ બોલી.

ઉપર પ્રમાણે બપોરે પોતાને ઘેર આવવાનું સુંદરીને કહી ચંચળ રવાને થઇ.



## પ્રકરણ ૨૦ મું

**એ** વાગ્યા કે સુંદરીએ પોતાની માની પાસેથી રજા લઇ ચંચળ ને ઘેર ગઇ આ વખતે ચંચળ તેની મા પાસે બેઠી હતી તે સુંદરીને આવતી જોઇ બોલી આવ બેન ઘણા દહાડે ચંચળને યાદ કરી.

બેન એમાં ઘણા દિવસે યાદ કરી એ શું જોને, નવરાશ મળી કે તરત તારે ત્યાં આવી.

ચંચળ સુંદરીનો હાથ પકડી મેડા ઉપર લઈ ગઇ ચંચળની બા સૌભાગ્યચંદને ત્યાં બેસવા સારૂ ગઈ હતી તેને ગયે અરધો કલાક થયો કે સૌભાગ્ય મામી મામી કરતો આવ્યો. ચંચળે તેને ઉપર બોલાવ્યો.

સુંદરી સૌભાગ્યને આવતો જોઈ તેની આંખોમાંથી આસુ પડવા લાગ્યાં તે જોઇ ચંચળ બોલી.

બેન તું શું કરવા દીલગીર થાય છે તારા મનનો જે ભાવાર્થ હોય તે આ સૌભાગ્યચંદ આવ્યા તેમને કહે.

**સૌભાગ્યચંદ**—કેમ પ્રીયા આજે દીલગીર છે.

**સુંદરી**—પ્રાણનાથ તમો જાણો છો કે આજ કેટલા દિવસે તમોએ આ દાસીને દરસન દીધાં.

**સૌભાગ્યચંદ**—વહાલી તું જાણે છે ને કે મારા પીતાશ્રી પાંચ દિવસ માંદા રહ્યા તેમ તે પછી તે ગુજરી ગયા એટલે તેમના કામકાજમાંથી નવરો થયો પછી દુકાન વીગેરેનો બધો વહીવટ સંભાળવાનુંજ કામ માથે પડયું. તેથી મળી શકયો નહિ માટે માફ કરજે તો પણ તું મને એક ઘડી પણ વીસારતી નહોતી. મેં કાગળ લખેલો તે તને પહોંચ્યો હશે.

**સુંદરી**—આપનું કહેવું સત્ય છે પણ તમો જાણો છો ને કે પાણી

વીના માછલી એક પળ પણ જીવી શકતી નથી તેવોજ ઘાટ મારો થયો છે એમ કહી સુંદરીએ રડી દીધું

**સૌભાગ્યચંદ**—મારી વહાલી તું કેમ રડે છે શું કરવા આ તારો પ્રાણ હવે તને દિવસમાં એક વખત પણ દરસન દેશેજ તેસે શું બનશે તો તારા પીતાને કહી આજ માસમાં તારી સાથે લગ્ન કરવાની કોસીસ કરીશ.

**સુંદરી**—જો એમ કરો તો બહુજ સારૂ.

ઉપર પ્રમાણે કેટલીક વાતચીત કરી સોભાગ્ય બોલ્યો પ્રીયા મારે હવે જવાનો વખત થયો છે માટે હું જાઉં છું.

હવે પાછા ક્યારે આ દાસીને દરસન દેશો. ઉદાસ ચહેરે સુંદરી બોલી.

જો નકી તો ન કહું પણ બનતા સુધી કાલે હું આવીશ એમ કહી સોભાગ્ય ચાલતો થયો.

સોભાગ્ય ઉતરતો હતો એવામાં સુંદરીની મા કમળા સુંદરીને બોલવવાં આવી આ વખતે સોભાગ્યને જોઇ યકીન થઇ ગઇ અને મનમાંજ બડબડવા લાગી કે આ છોકરીએ શું કરવા માંડ્યું છે પેલે દીવસે સોભાગ્યચંદ મારે ઘેર આવ્યો હતો તેનું કારણ પણ આજ હોવું જોઇએ. એમ મનમાં વિચાર કરતી કરતી તે સુંદરીને બોલાવવા લાગી.

પોતાની મા બોલાવવા સારૂ આવી છે એમ સમજી સુંદરી નીચે આવી તેને જોઇ કમળા બોલી.

કેમ રાંડ અભાગણી અત્યારે અહિં આવવાનું શું કામ હતું.

માનું આવું ગુસ્સાનું બોલવું સાંભળી સુંદરી તો ડરી ગઇ અને માની પાછળ પોતાને ઘેર ગઇ.

કમળાએ સૌભાગ્યને તથા ચંચળ સુંદરી વીગેરેને મેડા ઉપર જોયાં તેથી તેના મનમાં કાંઇકાંઇ વીચાર આવવા લાગ્યા તેનાથી રહેવાયુ નહિ તેથી તે સૌભાગ્યચંદની મા પાસે ગઇ અને તેને બધી હકીકત કહી બોલી તમારો સૌભાગ્ય મારી સુંદરીના પાછળ પડયો છે તે ઠીક નહિ.

પાર્વતી બોલી મારો સૌભાગ્ય એવો છેજ નહી.

**કમળા**—મેં આજે તમારા ભાઇની દીકરી ચંચળ મારી સુંદરીને બોલાવી ગઈ હતી તેને તેડવા ગઈ ત્યારે તેને ત્યાંથી ઉતરતો જોયો. મને જોઇ તે સરમાઇ ગયો અને ચાલ્યો આવ્યો.

કમળાનું આવું બોલવું સાંભળી પાર્વતીએ કહ્યું. હવે તમારી સુંદરી મોટી થઇ ગઈ છે માટે તમો તેના લગ્ન ઝટપટ કોઈપણ ઠેકાણે કરી નાખો. હું મારા સૌભાગ્યને મુંબઈ દુકાનોના હિસાબ સારૂ મોકલુંછું તો તે ત્યાંથી એક મહિને આવશે એટલે સુંદરી પોતાના ધરબારી થશે એટલે પછી બન્ને મળશે.

**કમળા**—બહુજ સારૂ આજેજ તેના બાપને કહી તેના લગ્નની તૈયારી કરૂં.



# પ્રકરણ ૨૧ મું.

સૌભાગ્યચંદને તેની માતાએ કહ્યું ભાઇ ? તારા બાપના મરી ગયા પછી મુંબઇથી મુનીમ વિગેરેની કાંઇપણ ખબર આવી નથી માટે તું મુંબઇ જઇ આપણો હીસાબ તો તપાસી આવ નહિ તો મુવા બાપની મોટી આંખો તે પ્રમાણે ચાલુ જમાનાનો આ પ્રમાણે પ્રપંચ છે માટે ભાઇ મુંબાઇ પધારો.

માનું આવું બોલવું સાંભળી સોભાગ્યચંદે કહ્યું માતુશ્રી આપે જે કહ્યું તે સત્ય છે હું પરમ દિવસે મુંબાઇ જઇશ.

બેટા આપણા ગયા વગર ચાલે ! કારણ આજે તો ભાઇ ભાઇને નથી પુછતા, બાપ દીકરાને નથી દાદ દેતો માટે પ્રથમ આપણું સાચવવું જોઇએ તેની માએ કહ્યું.

બહુ સારૂ માતુશ્રી સોભાગ્યચંદ બોલ્યો.

રવિવારે રાતના આઠ વાગે સોભાગ્યચંદ તૈયાર થઇ મુંબાઇ જવા સ્ટેશને આવ્યો ટીકીટ લીધી વીરમગામથી મેલટ્રેન ચાલ્યું પેસીન્જરો ટ્રેનમાં બેઠા પછી ટ્રેન સ્ટાર્ટ થયું અને મુંબાઇની રેલે ચાલ્યું ગયું.

સોભાગ્યચંદના ગયાને બે દિવસ થયા કે પાર્વતીએ કમળાને બોલાવી શું કરો છો પાર્વતીબાઇ ! કમળાએ કહ્યું.

આ બેઠા ? બેન કમળા આવો પાર્વતી બોલ્યાં.

હા, આવી તો ખરી, આ દાસીને કેમ બોલાવી કમળા બોલી.

કેમ ? તમો નથી જાણતાં. પાર્વતી બોલી.

ના બેન ના કમળાએ કહ્યું.

કેમ ! તમો એક દિવસ મારી પાસે મારા સોભાગ્યની ખુબ લઇ આવ્યા હતા. તો મેં તમોને કહ્યું હતું કે હું સોભાગ્યને પરદેશ

મોકલું છું તમો સુંદરીના લગ્ન કરી નાંખો તે વાત યાદ છે કે નહિ પાર્વતીએ કહ્યું.

શું ? સૌભાગ્યચંદ ભાઇ બહારગામ ગયા કમળા બોલી.

હા ! ગયા તો ખરા હવે તેમાં તમારે જેમ બને તેમ તાકીદથી સુંદરીના લગ્ન કરી નાંખો. પાર્વતી બોલી.

આપનું કહેવું ખરૂં છે હું આજેજ મારા ભાઇ તથા તમારા ભાઇ ને આ બાબતની હકીકતથી વાકેફ કરી તેનો નીકાલ કરી નાંખીશું કમળા બોલી.

બહુ સારૂ પછી મારો વાંક કાઢશો માટે તમે તમારી ફીકર કરો પાવર્તીએ કહ્યું.

ઉપર પ્રમાણે વાતચીત કરી કમળા પોતાને ઘેર આવી. અને સુંદરીને તેના મામાને બોલાવવા મોકલી વીઠલ આવ્યો તેટલામાં દુકાનેથી સુદરલાલ પણ આવ્યા.

વિઠ્ઠલને બેઠેલા જોઈ સુંદરલાલ બોલ્યા કેમ ભાઇ તમો કયાર થી આવ્યા છો

હું પણ હમણાજ આવ્યો વિઠ્ઠલે કહયું

આ વિઠ્ઠલ ભાઇને કામ પ્રસંગેજ મેં હમણાજ બોલાવ્યા છે. કમળા બોલી.

શું ! કામ છે બિઠલ બોલ્યો

કમળાએ સોભાગ્યચંદને ચંચળાને ઘેર જોયેલો વિગેરે હકીકત તેના ભાઇ તથા તેના ધણીને કહી અને બોલી મે આ હકીકત પાર્વતી બાઇને કહી ત્યારે તેમણે પોતાના સોભાગ્યચંદને મુંબઇ મોકલ્યો અને મને બોલાવી કહયું તમારી સુંદરીના લગ્ન તમો કરી નાખો માટે હવે તમો તમારી મરજીમાં આવે તે પ્રમાણે કરો.

આ સાંભળી સુંદરલાલ બોલ્યો ભાઇ વિઠલદાસ મારો વિચાર તો ભાઇચંદના છોકરાથી કરવાનો છે. તમારી શી મરજી છે.

મારો વિચાર પણ ત્યાંજ છે માટે એક બ્રાહ્મણને બોલાવી શ્રીફળ આપી ભાયચંદને પુછાવો વીઠલે કહયું.

હા તમારૂં કહેવું ખરૂં છે. એમ કહી એક બ્રાહ્મણને બોલાવવા સુંદરલાલ ઉભો થયો.

બજારમાંથી સાકર શેર પાંચ લેતા આવજો. કમળા બોલી.

સાકરનું હમણાં શું કામ છે. સુંદરલાલ બોલ્યો.

કેમ ! સાકર તો જોઇએ જ વિઠલ બોલ્યો.

બહુ સારૂ લેતો આવીશ. એમ કહી સુંદરલાલ બજારમાં ગયો સાકર લઇ બ્રાહ્મણને બોલાવી સુંદરલાલ ઘેર આવ્યો.

બ્રાહ્મણને સર્વ વાતથી માહેતગાર કરી તેને ભાયચંદને ઘેર મોકલ્યો.

બ્રાહ્મણને આવતો જોઇ ભાયચંદ પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો. સાંભળે છે આજે તો જોશી મહારાજ ઉતાવલ પગલે આવતા જણાય છે.

મહારાજના હાથમાં શ્રીફળ જણાય છે. માણેક બોલી.

હા આજે કાંઇ ચમનના વિવાહ સબંધી વાત લઇ આવે છે કે શું ? ભાઇચંદ બોલ્યો.

ઉપર પ્રમાણે વાતો કરે છે એવામાં જોશી મહારાજ આવી પહોંચ્યા.

પધારો મહારાજ પધારો ભાઇચંદ બોલ્યો.

હા સાહેબ આવ્યા તો ખરા બ્રાહ્મણ બોલ્યો.

મોટી મહેરબાની કરી કે મારા ગરીબના ઘર ઉપર આપના પગલાં થયાં ભાયચંદ બોલ્યો.

કેમ જોશી મહારાજ આ શ્રીફળ અને કંકુ વીગેરે લઇ ક્યાં પધારો છો માણેક બોલી.

આપના મકાને રાતા પીળા કરી પેટ ભરવા આવ્યો છું. બ્રાહ્મણ બોલ્યો.

શું છે મને તો કહો. કોને ત્યાંથી આવ્યા છો માણેક બોલી.

આપ જાણો છોને કે આપણા પેલા ચમનલાલ શેઠના મુનીમ સુંદરલાલને ત્યાંથી તેની દીકરી સુંદરના વેવીશાળ કરવા આવ્યો છું. બ્રાહ્મણ બોલ્યો.

આ સાંભળી માણેક ખુશી થઈ અને આડોસી પાડોસીનાં બેચાર બહીરાંને ભેગા કરી ચમનલાલનો વેવીશાલ કરવા બ્રાહ્મણને ચાંદલો કરવા કહ્યું બ્રાહ્મણે ચમનના હાથમાં શ્રીફળ આપી કંકુનો ચાંલ્લો કરી બ્રાહ્મણે જય થજો જય થજો એવો આશીરવાદ આપ્યો.

બધાં બૈરા તરફથી વધાઇઓ આવવા લાગી અને લગ્નનો દિવસ નક્કી કરવામાં આવ્યો.

બ્રાહ્મણને દક્ષણા આપી સારી પેઠે ખુશી કરી વિદાય કર્યો.

સુંદરીના વેવિશાળ થયાના સમાચાર બ્રાહ્મણે સુંદરલાલ તથા કમળાને કહ્યા આ સાંભળી કમળા તથા સુંદરલાલ પણ ખુશી થયા લગ્નનો દિવસ નજીક આવેલો જોઇ તે પણ ફીકરમાં પડયા.



# પ્રકરણ ૨૨ મું.

કાલે વરરાજા પરણવા આવનાર છે. તેથી સુંદરલાલ પોતાના સગાવહાલાને બોલાવી નાત જાતના રીત રીવાજ મુજબ લગ્ન કરવાની તૈયારીઓ કરી.

સવારમાં વરરાજા વરઘોડે ચડી કન્યાને ઘેર આવ્યા અને પોતાની નાત મુજબ તે મંગળ ચોરી ફર્યા. સુંદરલાલે પોતાની પુત્રી સુંદરીનો હાથ ચમનલાલના હાથમાં આપ્યો અને આ જોડું પરમ કૃપાળુ હમેશાં કાયમ અને ખુસીમાં રાખે એવી આશીસ આપી. ચોતરફથી વધાઇઓના પોકાર થવા લાગ્યા.

ચમનલાલ પોતાની સ્ત્રી સુંદરીને લઇ ઘર તરફ વિદાવ થયા.

સુંદરીનું લગ્ન ચમનલાલ સાથે કરવામાં આવ્યું હતું. પણ સુંદરીના હૃદયની વાત તો પરમેશ્વર જાણતો હતો તે બાળા પોતાના વહાલા સોભાગ્યનોજ દમ ભરતી હતી પણ તે બાપડી શું કરે ? બાપ આગળ તે અબળા શું બોલી શકે ? ગરીબ ગાય જેવી કુમળાને તેના પીતાએ મન માનતો પતી નહી મેળવતાં એક બીજાજ સાથે લગ્ન કરી આપ્યું.

મન માનતું બન્નેનું જોડું હોય છે તો તે સુખ શાન્તીમાં પોતાનો નીરવાસ સારી રીતે કરે છે. અને માબાપ જ્યારે પુત્રીના મત વગરના પતી સાથે તેને પરણાવે છે ત્યારે તે જોડું ભાગ્યેજ સુખ પામી શકે છે.

સુંદરી પોતાના મનમાં ઘણો જ બળાપો કરતી પીતાએ સોંપેલ પતીની તાબેદારીમાં ગુંથાઈ, તે પરમ કૃપાળુ પરમેશ્વરને કહેવા લાગી હે કૃપાનાથ મુજ અબળાનો કાંઇ પણ વાંક નથી. મારા વહાલા સૌભાગ્યને આપલ વચન હું પાળી શકી નહિ. પણ તેમાં હું નાઇલાજ

છું. મારૂં કશું ચાલ્યું નહિ. આ રીવાજ નાબુદ થાઓ, આ રીવાજ પાડનારાઓ તમારૂં સત્યાનાશ જાઓ કે જે હીરો મોતીને શોધે છે તે મોતીને નહિ મેળવતાં એક પથરા સાથે તે પછાડી મારો છો આ એક બહુજ વિપરીત કાર્ય છે.

અરેરે મારા સૌભાગ્યને કોણ ખબર આપે કે તારો ચરવાનો ચારો એક ગીધ પક્ષીના હાથમાં આવેલ છે, તારી સુંદરી બેવફા થઇજ નથી, તું એમ ના સમજતો કે સુંદરીએ આપેલ કોલ અને વેણ પાળ્યું નહિ પણ તે લાચાર હતી હિંમત વગરની હતી. તેનો કાંઈ પણ ઇલાજ ચાલ્યોજ નહિ માટેજ તે પીતાના સોંપેલ પતીની સાથે ચુપ માની રહેવા ગઇ છે. અહા. તેને કોણ ખબર આપે લાવ જીવ હુંજ એક પત્ર લખીને મારા હૈયાના હારને ખબર આપું મારી ફરજ અદા કરૂં.

મારા વ્હાલા પ્રાણનાથ.

આ કાગળ વાંચી આપને બેહદ દીલગીરી થશે ? દીલગીરી શું પણ મરવાની ખુશી થશે પણ તે સઘળુ દુર કરી ચિંતાને નાબુદ કરી જીવને શાંતી આપી કોઇ બીજી કન્યા સાથે લગ્ન કરી સંસારનો લહાવો લેવા મારી આપને સંપુર્ણ બક્ષીસ છે. હું બેવફા નથી વેણની જુઠી નથી પણ હું લાચાર થઇ પીતા આગળ મારૂં કાંઇ ચાલ્યું નહિ. મારા લગ્ન પીતાએ બીજે ઠેકાણે કરી દીધાં છે. આ સંબંધ તોડનાર ફકત તમારી માતુશ્રીજ છે. મારૂં વેણ હું અહિ નહિ પાળી શકી પણ પરલોકમાં પાળવા પ્રભુ મને સહાયતા કરશે ! હવે મને આપ પત્ર લખી કે દરસન દેખાડી દોસીત કરશો નહિ. એજ અરજ.

લી. આશાથી નિરાશ થયેલ

સુંદરીના છેવટના પ્રણામ.

કાગળ લખી બેહદ દીલગીરી સાથે તેણે તે કાગળનું સરનામું કરી ટપાલમાં નંખાવ્યો.

કાગળ મેલ ટ્રેન મારફતે મુંબઇ પહોંચ્યો. અને પોસ્ટમેનને મળ્યો પોસ્ટમેને કાગળ લઇ જઇ સૌભાગ્યચંદની દુકાને આપ્યો કાગળ વાંચતાં સૌભાગ્ય બોલી ઉઠયો હેં ! શું આ ખરૂં કે ખોટું. શું આ સુંદરીએજ લખ્યું છે કે શું ? અરે પરમેશ્વર તેં આ શું કર્યું જો એમજ થયું હોય તો આ જીવતર ધીક્કાર છે. સુંદરી, હાય, સુંદરી વ્હાલી સુંદરી તેં મને દગો દીધો કુવામાં વસ્ત નાખી કાપો નાંખ્યું. અરે પણ તે બાપડીનો શો વાંક તેનું બર તે બાપડી ગાય જ્યાં દોરે ત્યાં જાય. માટે તેનો કશુ પણ ઇલાજ ચાલ્યો નહિ. તેના પીતાનાંજ આ કાવત્રાં હશે પણ તેનું લખવું એમ છે કે, તમારી માતુશ્રીના કાવત્રાં છે માટે મારી માએ શું કર્યું હશે મને કાંઇ સમજણ પડતી નથી. હવે તો બસ બીજી કન્યા જોડે લગન કરવાજ નહિ. અને મારી વહાલી સુંદરીના પછવાડે ઝુરી ઝુરી મરવું તેજ બતાવે છે.

દુકાનનું થવા આવ્યું છે, માટે હવે તો ઘર તરફ જવા વિચાર રાખું અને એક વખત સુંદરીને મળી પછી આ દુનિયાનો ત્યાગ કરી પરલોકવાસી થવું તેજ સાર.

---

## પ્રકરણ ૨૩ મું.

સૌભાગ્યચંદ ઘેર આવ્યો અને પોતાની માતુશ્રી વગેરે સર્વથી તપાસ કરતાં જણાયું કે મારી માંએ તેના લગ્ન કરવાનેજ મની બહાર કાઢયો હતો. આ ખબર મળતાં તે કોઇનાથી વધારે બોલતો ચાલતો નહિ. અને મનમાં ખીન્નમંદ રહેતો હતો.

તે દિવસે દિવસે ચીંતાતુર થવાથી સુકાવા લાગ્યો તેના મુખનુ નુર ઉપડવા લાગ્યું તેણે પોતાનો જીવ કાઢવા વિચાર કર્યો તેને તપાસ કરતાં માલમ પડયું કે સુંદરી સાંજરે મહાદેવના દરશન કરવા જાય છે. તેથી તે એક દિવસ ત્યાં ગયો અને સુંદરીને જોઇ નિરાશ થઇ રોવા લાગ્યો.

સુંદરી પણ સૌભાગ્યને જોઈ દીલગીરીમાં આવી પડી અને કહેવા લાગી. વહાલા સૌભાગ્યચંદ હવે મને આપ હેરાન કઈ દોસીત કરસો નહિ.

હું તને દોસીત કરતો નથી. પણ મારો જીવ આ મહાદેવના દહેરાસાં કાઢી મહાદેવ પાસે મારો ઇન્સાફ કરાવીશ સૌભાગ્ય બોલ્યો.

શું આપ મરવા ઉપરજ આવી બેઠા છો. અને શામાટે ઇન્સાફ માગો છો. સુંદરી બોલી.

કેમ નહિ, મારા રોપેલા બગીચાનું ફળ શું બીજોજ જમે અને માણસ જીવે તે સંભવતી છે. નહિ, નહિ હું તો મરવાનોજ છું.

ઉપર પ્રમાણે સૌભાગ્ય બોલ્યો અને તે મહાદેવના દહેરા ઉપર ચડી અને ચોતરા ઉપર પડી પોતાનો જીવ પરમાતમાની હજુરમાં મોકલી દીધો.

આ જોઇ સુંદરીના જીગરનો પાર રહયો નહિ તેના મનમાં છુપી રહેલ સૌભાગ્યના પ્રેમે તેને બહાવરી બનાવી દીધી તે પોતાના વહાલા અને પ્રેમના રસીલા રંગીલા, [illegible]ગાળા સોભાગ્યને મરેલો જોઈ એકદમ [illegible]નો કાછડો બીડી દહેરા ઉપર ચડી પોતાના વહાલા પતીને મળવા એકદમ ઉપરથી પડી અને પરમાત્માની હજુરમાં પહોંચી

[illegible] ! [illegible] પ્રેમ તેં [illegible] તેં આ [illegible] જગતને તારી જાળમાં સમાવી મુકયા છે.

બન્નેની લાશો મહાદેવના દહેરામાં બધી રાત પડી રહી. સવાર થતાંજ સુંદરીના તેમ સૌભાગ્યના સગાવહાલા શોધવા નીકળ્યા શોધતાં શોધતાં મહાદેવના દહેરામાં આવી પહોંચ્યા ત્યાં બન્નેની લાસો જોવામાં આવી.

બન્ને સગાવહાલાએ આ જોઇ કલ્પાંત કર્યું. અને મહાદેવને ફરીયાદ કરી. મહાદેવ પ્રસન્ન થયા અને દરશન દઇ તેમણે બંને પતી પત્નિને જીવતદાન બક્ષીસ આપ્યું અને નવે જન્મે હસ્તમેળાપ કરાવ્યા.

સાચા પ્રેમની ગાંઠ પાછી બંધાઇ તેણે સુખ દેખાડયું અને બન્નેના માબાપે તેમના સુખમાં ભાગ લીધા.

જે પ્રમાણે તે બંને પ્રેમી જોડીની આશા પુરી પાડી તેજ પ્રમાણે મારા વહાલા વાંચક બંધુઓની આશા પુર્ણ થાય એવી મારી આશીશ છે.



દંશ અથવા ચાંદી, ઉપદંશની બીજી સ્થિતિ તથા શરીરપર તેની અસર ગળાને સોજો, ઉપદંશને લીધે થતા. હાડકાના દરદો, બદ, મુત્રરોગ, બહુમુત્ર, મધુ પ્રમેહ. અંતરગળ; નપુંસકત્વ, પુરૂષના ઉત્પતિ અવયવ, રૂતુશ્રાવમાં ઉત્પન્ન થતી અડચણો. રૂતુશ્રાવનું અટકી જવું, ધાતુક્ષય, ગર્ભસ્થાનમું ખશી પડવું, હિસ્ટીરીયા અથવા ચિત્તભ્રમ, સ્ત્રીના ઉત્પત્તિ અવયવ, મૂત્રગાંઠ ઉપાય; વીર્યસ્તંભનના ઉપાય વિગેરે વિગેરે ઘણી બાબતોનો આમાં સંપૂર્ણ સમાસ હોવાથી ઘણું ઉપયોગી છે છેવટે કામ સજીવનની અર્થાત પંડીત કામનાથ (કાકા)નું જીવનચરિત્ર આપવામાં આવેલું છે. આ પુસ્તકની થોડાજ વખતમાં પ્રથમ આવૃતી ખલાસ થવાથી આ તેની બીજી આવૃતી બહાર પાડવામાં આવી છે અને તેની પણ સંખ્યાબંધ નકલો ખપી ગઇ પાકું પુઠું ગ્લેજ કાગળ કિંમત ૩ાા રૂ. પોસ્ટેજ ૪ આના.

# શિવપુરાણ.

રાગરાગણીમાં કવિ દુર્ગાશંકર કૃત ગ્રંથમાં બ્રહ્મ ઉત્પતિ, બ્રહ્મા વિષ્ણુનો સંવાદ, બ્રહ્મા વિષ્ણુ ઉપર શિવ પ્રસન્ન થયા. દક્ષનો યજ્ઞારંભ, દક્ષ કથા વર્ણન, શિવપુજા વર્ણન, તારકાસુરે તપ કર્યું, શિવે કામદગ્ધ કર્યો, રતિવિલાપ, પાર્વતીએ તપ કર્યું. પાર્વતી ઉપર શિવ પ્રસન્ન થયા, શિવવિવાહ, હીમાચલને ત્યાં શિવ જાન લઇને આવ્યા, શિવસ્વરૂપ દર્શન, મેનાનો શોક, મેનાને વિષ્ણુએ ઉપદેશ કર્યો, શંકરના સ્વરૂપનું વર્ણન, પાર્વતીના સ્વરૂપનું વર્ણન, હિમાચલે શિવને પહેરામણી આપી; પાર્વતી સહિત શિવ કૈલાસ આવ્યા, કાર્તિક સ્વામીની ઉત્પત્તિ અને તારકાસુરનો વધ, તારકાસુરના

ત્રણે પુત્રોનું તપ, મુંડી દૈત્ય વનમાં ગયો, મુંડીએ કરેલ વેદ ધર્મ શિવપુજાનો નાશ, ત્રિપુરાસુર પ્રતિ શિવનું યુદ્ધ, કમળાક્ષ અને કેશીનો સંવાદ, કેકર અને માલતીનો સંવાદ, ત્રિપુરાસુરના સૈન્યનું વર્ણન, શીવ વિષ્ણુનમાળી સંવાદ, વિષ્ણુ કમળાક્ષ વર્લેન, કેકર ઘટ્ટસંગ્રામ, વિષ્ણુ અને કમળાક્ષનું યુદ્ધ, વિષ્ણુમકળા વર્ણત શિવે ત્રિપુરાસુરનો વધ કર્યો; ત્રિપુરાસુરની સ્ત્રીયે કરેલું રૂદન, લિંગ ઉત્પત્તિ નિરગુણની ઉપાસના, શિવની ત્રિશુળ પુજાવિધિ વર્ણન, કેતકીને શ્રાપ, ચંપાને શ્રાપ, ગણેશ ઉત્પત્તિ બટુકનું યુદ્ધ, શિવે બટુકને હણ્યો, પાર્વતીનો વિલાપ, શિવે ગણેશને સજીવન કર્યો, ગણેશ લગ્ન, નંદી-કેશ્વરમહિમા, સાધ્વિમહિમા, અચળેશ્વરમહિમા વિપ્રના શ્રાપનું વર્ણન, અરજુનનું તપ, પાર્થિવ પુજા, શિવરાત્રી મહિમા. રૂદ્રાક્ષ-મહાત્મ, વ્રતમહિમા આદિ ઘણો રસિક રસિક કથા ભાગ આ પુસ્ત-કમાં ઘણીજ સરળ ભાષામાં વર્ણવવામાં આવ્યો છે. ત્રણ સુંદર શુશો-ભીત રંગીન ચિત્રો દાખલ કરવામાં આવ્યા છે. પાકું રૂપેરી પુઠું છે. કિંમત રૂ. ૪॥ પોસ્ટેજ માફ.

મળવાનું ઠેકાણું-

**મંગળદાસ જેઠાતારામ બુકસેલર**

રીચીરોડ-**અમદાવાદ.**

# ઓઈલ એન્જીન અને પમ્પ્સ.

આ પુસ્તક ખેતીવાડીને પાણી આપવાના પંપો, અનાજ દળવાની ઘંટીઓ, તેલની ઘાણીઓ, ડાંગર ખાંડવાના યંત્રો વીગેરે ધંધાદારોને ઘણું ઉપયોગી છે, આમાં એન્જીનની જુદી જુદી જાતો, બળતણ

તરીકે વપરાતાં તેલ, ભારે તેલ. વચલા ગાળાના તેલ, ફ્યુએલ ઓઇલ એન્જીનોમાં શા માટે વપરાય છે. વિશિષ્ટ ગુરૂત્વ, વજન ઉપરથી કદની ગણત્રી, ફ્લેશ, ઇગ્નીશન અને બોઇલીંગ પોઇન્ટ, પાઇપ અને છિદ્રો ઉપર જાળી બેસાડવી, બ્રીટીશ થર્મલયુનીટ, એન્જીનમાં વપરાતી ગરમી અને ઉપયોગમાં આવતી ગરમીનું પ્રમાણ, તેલને બળવા જોઇતી હવા, હવા અને બાસ્પનું સળગતું, પ્રવાહી બળતણ ઉપર ઉષ્ણમાનની અસર, બાસ્પનું પસરણ પામવું, ઓઇલ એન્જીનના મુખ્ય સિદ્ધાન્તો કાન્ટર્નલ કમ્બશન એન્જીન, સ્ટી એન્જીન, ચાર સાયકલ એન્જીન, બે સાયકલ એન્જીન, ચાર અને બે સાયકલ એન્જીન વચ્ચેનો તફાવત ઇગ્નીશન સાથે કોમ્પ્રેશન પ્રેસ્પનો સંબંધ ડીઝલનો સિદ્ધાંત, આપો આપ ઇગ્નીશન થવું, ટયુબ ઇગ્નીસન, ઇલેકટ્રીક ઇગ્નીશન, લોટેનશન મેગ્નેટો, મેગ્નેટોની સંભાળ પાણી કાઢવાની યોજનાઓ, કોસથી પાણી કાઢવાનો થતો ખર્ચ, પમ્પથી પાણી કાઢવાનો થતો ખર્ચ, સ્ટીમ અને ઓઇલ એન્જીનોના વાપરની સરખામણી, ઓઇલ એન્જીન અને પંમ્પ પાછળ ચાલુમાં કરવો પડતો ખર્ચ, કેટલી શક્તિવાળા પંમ્પો વાપરવા ફાયદા કારક છે; ડીપવેલ (ઉંડા કુવા) પંમ્પ ચલાવવા જોઇતા હોર્સ પાવર અને તેમના સ્ટ્રોકની હદ, પંપના શકસનની હદ, ફુટના પંમ્પો સ્ટોનર બેસાડવા, ઓઇલ એન્જીનો, પમ્પની હદ અને કિમતો વગેરે ઘણી ઉપયોગી માહેતીથી ભરપુર છે પાકુંપુઠું કી. ૨ રૂ. પોસ્ટેજ ૬ આના જુદા

**મળવાનું ઠેકાણું:-મંગળદાસ જોઇતારામ-બુકસેલર**

**રીચીરોડ—અમદાવાદ.**

# हठयोग प्रदीपिका.

## મુળ શ્લોક તેની ગુજરાતી ટીકા તથા વિશેષ વિવેચન સહિત.

આ પુસ્તકમાં શિવજીએ પાર્વતીજીને મહાકાલ યોગશાસ્ત્રમાં જે હઠવિદ્યા જણાવી તેજ વર્ણીત છે. યોગવિદ્યાનો મહિમા પ્રાચીન સમયમાં અગાધ હતો આ હઠવિદ્યાનું સેવન કરી બ્રહ્મા બ્રહ્મપદને પામ્યા હતા, શ્રીકૃષ્ણભગવાને પણ ગીતામાં અરજુનને અને ભાગવતમાં ઉદ્ધવને આજ વિદ્યા ઉપદેશી હતી. નારદ, વિષ્ણુ, યાજ્ઞવલ્કયાદિ મુનીઓ પણ આજ વિદ્યાનું સેવન કરતા હતા, એજ આ વિદ્યાનું મહત્વ દેખાડી આપે છે. આમાં સિદ્ધીઓ, મહાસીદ્ધિઓ તેમજ યમ, નિયમ, સ્વસ્તિકાસન, ગોમુખાસન, વિરાસન, દુર્વાસન, ધનુરાસન, મત્સ્યેન્દ્રાસન, પશ્ચિમતા-નાસન, મયુરાસન, પદ્માસન તેમજ પ્રાણાયમ અને તેની જુદી જુદી સીદ્ધીઓના જુદા જુદા પ્રકાર; નેતી બસ્તી, નૌલી, ધોતી આદિ પ્રકાર; ત્રાટક અને તેના ગુણકર્મ; સીતકારીકુંભક, પ્લાવીકુંભક, મૂર્ચ્છાકુંભક, ભ્રામરીકુંભક આદિ કુંભકના પ્રકાર, મહામુદ્રાઓ; ખેચરી અને તેના પ્રકાર; મૂળબંધ જાલંધરબંધ તથા મહાબંધ અને તેના ગુણકર્મ, સમાધિક્રમ તથા સમાધિસીદ્ધીઓ આદી ઘણા પ્રકારની માહિતી આમાં આપવામાં આવી છે જે ત્યાગીયોનેજ કામની છે એમ નથી સંસારી પુરૂષોને પણ મન કાયાદિ તનદુરસ્ત રાખવાં, આ પુ વાંચવાની ખાસ જરૂર છે. કેટલાક અસાધ્ય રોગો પણ આ હઠવિદ અભ્યાસથી સારા થયા છે અને થાય છે. રોગો શરીરને માટે વિદ્યા એક માત્રારૂપ છે. આમાં મુળશ્લોક તેની ગુજરાતી સરળ ઉપરાન્ત વિશેષ વિવેચન આપેલું હોવાથી સર્વ સાધારણ માણ પણ આનો ઘણોજ સારો ઉપયોગ થાય છે. ગ્લેજ ઉંચા કાગળ સોનેરી પુંઠું છતાં કીમત રૂ. ૪—૦—૦ પોસ્ટેજ ૦-૧૦-૦

કોઈ પણ દુષ્પ્રાપ્ય પુસ્તક મળવાનું ઠેકાણું

**મંગળદાસ જોઈતારામ બુકસેલર**

**રીચીરોડ—અમદાવાદ.**